

# વચન વલ્લભ.

રચિત,

પરબ્રહ્મનિષ્ઠ વ્યાસજી વલ્લભરામ સુર્યરામ.

મુ. અમદાવાદ રાયપુર પખાલીની પોળ.

જગતહીતાર્થે છપાવનાર,

મોક્ષમારગી, મીસ્ત્રી ઉત્તમરામ ભાણાભાઇ નવસારી.
મોક્ષમારગી, પા. મોતીભાઇ ખુશાલભાઇ. ગામ કઠ્ઠોરા.
મોક્ષમારગી, પા. રણછોડભાઇ સીતાભાઇ. ગામ કઠ્ઠોરા.
મોક્ષમારગી, પા. ગોકળભાઇ લલ્લુભાઇ. ગામ ડોરમાલ.



આવૃત્તિ ૨ જી.  પ્રત ૧૦૦૦
સંવત ૧૯૭૬  સને ૧૯૨૦

કીમત ૧૩ આના.



# વચન વલ્લભ.

રચિત,

પરબ્રહ્મનિષ્ટ વ્યાસજી વલ્લભરામ સુર્યરામ.

મુ. અમદાવાદ રાયપુર પખાલીની પોળ.

જગતહીતાર્થે છપાવનાર,

મોક્ષમારગી, મીસ્ત્રી ઉત્તમરામ ભાણાભાઇ નવસારી.

મોક્ષમારગી, પા. મોતીભાઇ ખુશાલભાઇ. ગામ કડધરા.

મોક્ષમારગી, પા. રણછોડભાઇ સીતાભાઇ. ગામ કડધરા.

મોક્ષમારગી, પા. ગોકળભાઇ લલુભાઇ. ગામ ડોરમાલ.



આવૃત્તિ ૨ જી. પ્રત ૧૦૦૦

સંવત ૧૯૭૬ સને ૧૯૨૦

કીમત ૧૩ આના.

# જ્ઞાનમય પુસ્તકોનું લીસ્ટ.

| | | |
|---|---|---|
| ૧ | ભાવાર્થ પ્રકાશ | રૂ. ૧। |
| ૨ | વિજ્ઞાન વલ્લભ | રૂ. ૦॥ |
| ૩ | મોક્ષમારગી ગીતા | રૂ. ૦॥≈ |
| ૪ | શંકા સમાધાન | રૂ. ૦।- |
| ૫ | ન્યાય વલ્લભ | રૂ. ૦।- |
| ૬ | વલ્લભ પદમાળા | રૂ. ૦॥।- |
| ૭ | વચન વલ્લભ | રૂ. ૦॥।- |
| ૮ | બ્રહ્મવાદ ખંડન | રૂ. ૦)≈ |
| ૯ | બ્રાહ્મણ શુદ્રનો સંવાદ | રૂ. ૦)≈ |
| ૧૦ | શીવલીંગ શંકા | રૂ. ૦)≈ |
| ૧૧ | શીવશંકાનું સમાધાન | રૂ. ૦)≈ |
| ૧૨ | ધર્મ આનંદ | રૂ. ૦)- |
| ૧૩ | જ્ઞાન ગોષ્ટી | રૂ. ૦)- |
| ૧૪ | ત્યાગ તારણ | રૂ. ૦)- |
| ૧૫ | વય વિચાર | રૂ. ૦)- |
| ૧૬ | પ્રણવ પટ | રૂ. ૦)- |
| ૧૭ | ત્યાગીના પત્ર | રૂ. ૦)૦॥ |
| ૧૮ | વાણી વલ્લભ | રૂ. ૦॥ |
| ૧૯ | વલ્લભ નિતી | રૂ. ૦॥ |
| ૨૦ | અનુભવાનંદ પદમાળા આનંદરામ કૃત | રૂ. ૦॥। |
| ૨૧ | નવરાત્રીના ગરબા | રૂ. ૦)- |

અમદાવાદ-સલાપોસ રોડપર આવેલા ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસમાં
પરીખ. દેવીદાસ છગનલાલે છાપ્યું.

# અનુક્રમણીકા.

સમાપ્ત.



# વચન વલ્લભ.

## પદ. ૧

( કળ સમરોગે રામ. એ રાગ. )

સમરીએ શ્રીગણેશ, પ્રથમ પહેલા સમરીએ શ્રીગણેશ. ટેક૦
પાર્વતીનંદન વંદન કરીયે, પાતક ટાળે પ્રમેશ. પ્ર૦ ૧
શુભ પ્રસંગે સષ્ટી સૌ સમરે, ગાદી બીરાજતાં નરેશ. પ્ર૦ ૨
બીજી સમરીએ સરસ્વતીને, વાણીમાં ખાંમી ન લેશ. પ્ર૦ ૩
વ્યાસ વદે શું વર્ણવી શકીયે, વર્ણવી શકે નહીં શેષ. પ્ર૦ ૪

## પદ. ૨

શું સમજી થયો શિષ્ય, પ્રાણીયા શું સમજી થયો શિષ્ય. ટેક૦
શું જોયું ને શું તે જાણ્યું, શું ભય ભાગ્યો હરનિશ. પ્રા૦ ૧
સત્ય અસત્યમાં શું શું સમજ્યો, કુમતે મત ન તાણીશ. પ્રા૦ ૨
વૈરાગ્યે મુક્તિ કે ભક્તિએ મુક્તિ, શાણે મુક્તિ માનીશ. પ્રા૦ ૩
વિદ્યાથી મોક્ષ કે જ્ઞાનથી મોક્ષ છે, કોણ વલ્લભ જગધીશ. પ્રા૦ ૪

## પદ. ૩

ઇશ્વરને ઉપાશ, જીવ તું ઇશ્વરને ઉપાશ. ટેક૦
પ્રથમ ઉપાશ્યા વેદમ વ્યાસે, પુરી નરમદામાં વાસ. જી૦ ૧
દ્રઢતા રાખી ધ્રુવે ઉપાશ્યા, પામ્યા પદ અવિનાશ. જી૦ ૨
પ્રેમે ઉપાશ્યા પ્રેહેલાદજીયે, થયા નરસીંહ પ્રકાશ. જી૦ ૩
સાચા ઉપાશ્યા સુધનવાયે, પડયો ન તેલથી ત્રાસ. જી૦ ૪
એવા એવા જેણે ઉપાશ્યા, તે તે ગણાયા હરી દાસ. જી૦ ૫
વદે છે વલ્લભ છે સુખ સુલ્લભ, ધર નામમાં વિશ્વાસ. જી૦ ૬

## પદ. ૪

નામ તણે આધાર; તર્યા સહુ નામ તણે આધાર. ટેક૦
નામનો મહિમા મળ્યો મેહેતાને, તે ઉતર્યો ભવ પાર. તર્યા૦ ૧
નામ મહિમાયે મીરાંબાઇને, મળીયા શ્રી મોરાર. તર્યા૦ ૨

વિદુર ધ્રુવજી રોહીદાસ પીંપો, નામે નિસ્તર્યા સંસાર. તર્યા૦ ૩
આ સહુ તરીયા તે વેદ વિદ્યા, ભણવા ગયાતા કે વાર તર્યા૦ ૪
વ્યાસ વદે નામ આગળ કોણછે, ષટ્ શાસ્ત્રને વેદ ચાર. તર્યા૦ ૫

## પદ. ૧

રાગ કાવળાનો.

કોણ નથી ભજતું નામનેરે, વિરા માહારા.
સહુ સમરે છે સીતા રામનેરે, વિરા માહારા.
જગ્ત જપે સૌ સૌના શામનેરે, વિરા માહારા. ટેક૦
સમરે સૌ જ્ઞાતીરે, જાતિ વિજાતિરે;
તેતો સમજણ છે તમામનેરે, વિરા માહારા.
જુઓ સૌ ગામ પરગામનેરે, વિરા માહારા.
તેથી શું પામે મોક્ષ ધામનેરે, વિરા માહારા. ૧
પોપટ પાંજરેરે, રામ રામ ઓચરેરે;
તેથી બંધન નથી છુટતુંરે, વિરા માહારા.
જ્ઞાન રહ્યું છે ખુટતુંરે, વિરા માહારા.
સત્ય સંગ વલ્લભ લુંટ તુંરે, વિરા માહારા. ૨

## પદ. ૨

ભકતો ભજો ભગવાનનેરે, ભાવે ભાવે,
રીઝવું નહીં ટપ્પા નાનનેરે, ભાવે ભાવે;
સમજી લેવું શુભ જ્ઞાનનેરે, ભાવે ભાવે; ટેક૦
જ્ઞાનથી મુક્તિરે, તરવાની યુક્તિરે;
સત્ય સંગ સર્વનો સારછેરે, વાવા વાવા;
વેદ તણો તે પોકારછેરે, વાવા વાવા.
સમજે તેનો ઑધ્ધારછેરે, વાવા વાવા. ૧
ત્રી તાપ ટળવારે, મોક્ષજ મળવારે;
ભળવા બ્રહ્મસ્વરૂપમાંરે, જેજેજેજે.
મથવું નહીં માયા કુપમાંરે, જેજેજેજે.
વલ્લભ રીઝ્યો અનુપમાંરે, જેજેજેજે. ૨

## પદ. ૩

મોક્ષ મળવો તુજ હાથછેરે, સાધ્યે સાધ્યે.
અકર્ત્તા મુળ નાથછેરે, સાધ્યે સાધ્યે;
વેદ પુરાણે પ્રખ્યાતછેરે, સાધ્યે સાધ્યે. ટેક૦

તે મોક્ષ પદછેરે, છેવટની હદછેરે;
સોથી ન્યારો સત્ય વાતછેરે, સાધ્યે સાધ્યે.
સમજે તેનાં માત તાતછેરે, સાધ્યે સાધ્યે.
એ ભગનીને એ ભ્રાતછેરે, સાધ્યે સાધ્યે. ૧
નિત્ય જગચાચારે, અનિત્ય માયારે;
અલ્પાનંદે ઉત્પાતછેરે, સાધ્યે સાધ્યે.
તજ્યો તેને નિરાંતછેરે, સાધ્યે સાધ્યે.
વલ્લભને સાક્ષાતછેરે, સાધ્યે સાધ્યે. ૨

## પદ. ૪

ગોવિંદના ઘણા ગુણછેરે, ગાજે ગાજે.
નારાયણ નિપુણછેરે, ગાજે ગાજે.
તેના વિના બીજો કુણછેરે, ગાજે ગાજે. ટેક૦
તે સ્થળ સાચુરે, અન્ય છે કાચુરે;
દુનિઆની ઘણી દુણછેરે, ગાજે ગાજે. ૧
મનથી જાણો જગ તૃણછેરે, ગાજે ગાજે.
માયા તે ભુતડાંની ધુણછેરે, ગાજે ગાજે.
વિશ્વનો નાથછેરે; સો તેને હાથછેરે,
પુરણ વ્યાપક ચોખુણછેરે, ગાજે ગાજે.
જીવડા રેહેજે જેવું લુણછેરે, ગાજે ગાજે.
વ્યાસને વ્હાલુ અતિ હુણછેરે, ગાજે ગાજે. ૨

---

## પદ. ૧

### રાગ એકાવળા.

મને તો પ્રિય પુરણ બ્રહ્મછેરે, ડગલે ડગલે.
પ્રેરકથી પુરી ગમછેરે, ડગલે ડગલે. ૧
શઠ જનને બહુ શ્રમછેરે, ડગલે ડગલે.
જાણ્યું તેને ઉત્તમછેરે, ડગલે ડગલે. ૨
માયામાં મ્હોટું જોખમછેરે, ડગલે ડગલે.
ષટ્ શાસ્ત્રોનો હુકમછેરે, ડગલે ડગલે. ૩
ચોરાશીનો એ અનુક્રમછેરે, ડગલે ડગલે.
અતિ વલ્લભ પદ પરમછેરે, ડગલે ડગલે. ૪

### પદ. ૨

બ્રહ્મ ભજ્યા તેને ધન્યછેરે, જીભે જીભે.
તે પ્રાણી પુરણુ પાવનછેરે, જીભે જીભે. ૧
સમજે તે સપુતનો તનછેરે, જીભે જીભે.
શોભિતુ સુંદિર વદનછેરે, જીભે જીભે. ૨
ખરી લાગેલી લગનછેરે, જીભે જીભે.
વલ્લભ વદે રૂડો દનછેરે, જીભે જીભે. ૩

### પદ. ૩

અખંડાનંદ અવિનાશછે તે, ભજવા ભજવા.
ચૈતન્ય ગતિ જગ ભાસછે તે, ભજવા ભજવા. ૧
વેદ વદે ત્રિગુણાતિતેછે તે, ભજવા ભજવા.
જગ્ત અનિતને એ નિતછે તે, ભજવા ભજવા. ૨
અમર અજરને અચળછે તે, ભજવા ભજવા.
નઉત્તમ નામ નિરમળછે તે, ભજવા ભજવા. ૩
તુરીયાતીત પણુ તેજછે તે, ભજવા ભજવા.
પુરણુબ્રહ્મપદ એજછે તે, ભજવા ભજવા. ૪
માયાતીત મમ નાથછે તે, ભજવા ભજવા.
વલ્લભને શિષ હાથછે તે, ભજવા ભજવા. ૫

---

### પદ. ૧

પ્રેમની પીડા કોને કૈએ. એ રાગ.

સત્સંગ ક્યાં જૈ કરીએ, સંસારમાં સત્સંગ ક્યાં જઇ કરીયે. ટેક૦
વકીલ બેરીસ્ટર સોલી સીટરો, અમદારોથી ઠરીયે. સં. ૧
ધનવાનને દ્વાર બેઠા સીપાઈઓ, કેમ કરીને સંચરીયે. સં. ૨
સામાન્ય ગ્રસ્થ ઘેર વ્હેપારી વાતો; કેવી રીતે ત્યાં પસરીયે. સં. ૩
મ્હેનતુ લોક મજુરીમાં પડેલા, કોને ત્યાં ઉભસ ઓચરીયે. સં. ૪
સંત સાધુ સોડા તાણી સુતેલા, તેના તમો ગુણે થથરીયે. સં. ૫
ધર્માચાર્યો હોય દ્રવ્યના ધાંધલમાં, ક્યાં જ્ઞાન વાતે પેટ ભરીયે. સં. ૬
જ્યાં ને ત્યાં જોઇએ વલ્લભ વ્હેવારનો, કીયે ઠામે જૈ ઠરીયે. સં. ૭

### પદ. ૨

ક્યાં કરીએ જ્ઞાન ચરચા, જગતમાં, ક્યાં કરીએ જ્ઞાન ચરચા. ટેક૦
સત્સંગની વાત કોને ગાંઠે, કરી બેઠેલા ભાળ અરચા. જ. ૧

મરતાં સુધી વાત વ્હાલી માયાની, થઇ ગયેલા ઠરચા. જ. ૨
માળાઓ ઘાલે પણ માયામાં મ્હાલે, ઉભા કપોળ કર્યાં કરચા. જ. ૩
કહીએ કે શાન્તી સંતોષ રાખો, તો લાગે ગાંડે મરચાં. જ. ૪
જો દૈયે ઠબકો તો થાય ભબકો, વ્યાસને કે'શે જા ટરચા. જ. ૫

## પદ. ૩

આગળ તમારી વાત છે, બેટમજી, આગળ તમારી વાત છે. બે. ટેક.
વિશ્વાસ આપીને છુટયા ગરભથી, તે ભુલ્યો માટે ખર જાત છે. બે. ૧
કરગરતો હતો કંગાલ થઇને, તે કેવિ વિશ્વાસઘાત છે. બે. ૨
ભુલ્યો આ ભવમાં ડુલ્યો તું દવમાં, તેં જાણ્યું પૈસા ખરા તાત છે. બે. ૩
મોહ લાગ્યો ભારે ઇશ્વર ઉધારે, માયાને જાણી આ માત છે. બે. ૪
કોણ મને પુછે હાથ નાંખે મુછે, પણ પુછનાર પ્રખ્યાત છે. બે. ૫
વ્યાસ વદે ત્યાં જુબાની આપજે, સીક્ષા કરનાર સાક્ષાત છે. બે. ૬

## પદ. ૪

આવડો શું મચ્યો માયામાં, મુરખતું, આવડો શું મચ્યો માયામાં. ટેક૦
ક્યાં તું હતો ને કોનો થૈ બેઠો, મોહી ગયો કાચી કાયામાં. મુ. ૧
મુળને વિસરીને કુળને સંભાર્યું, જીવ જોડયો જાયામાં. મુ. ૨
પંચમાં બેશી પંચાતો ડોહોળી, ગણાવા ડાપણુ ડાયામાં. મુ. ૩
રાત દાડો લે લાગી લક્ષ્મીની, ભુલી ગયો જગ રાયામાં. મુ. ૪
વલ્લભ વદે શું નાણું બેસે છે, ગોવિંદ ગુણ ગાયામાં. મુ. ૫

---

## પદ. ૧

### રાગ ધુમાસ.

જો વિચારી જીવતું, જેવો આવ્યો તેવો જઇશ. ટેક.
રેહેવા બાંધી હવેલીયો, તેમાં કેટલું રહીશ;
ખાવા ખપે ખજાના ભર્યા, કેમ જાણ્યું કે તું ખઇશ. જો. ૧
દીકરા દીકરી ગ્રહસ્થ કરવા, દામ રળીને દઇશ;
કદી કુ પંથ તે વાવરે ત્યારે, ગોળને પાણી નહીશ. જો. ૨
પોષાક કીધા પેહેરવા, શે જાણ્યું લ્હાવ લઇશ;
જે સ્થળ ગાણું ગવરાવીયાં તે સ્થળે તું કુટઇશ. જો. ૩
જ્યાં લગ્ને રંધાવીયાં, ત્યાં બારમે રંધઇશ;
જે વાંસડે બાંધી ચોરીયો તે, વાંસડે તું બંધાઇશ. જો. ૪

જેવી અધરણી તેવી વર્ષિ, કુલીશ તેમ ફુસઈશ;
જ્ઞાન ન લીધું ધ્યાન ન કીધું, કોરોને કોરો કસઇશ. જો. ૫
ચેત ચેત ઓ ચાડીયા, કયારે ગોવીંદ ગુણ ગઈશ;
વલ્લભ વદે ઓ પ્રાણીયા તું, આગળ દુખીયો થઇશ. જો. ૬

પદ. ૨

લક્ષચોરાશી ભોગવીને, આવ્યો આ અવતાર. ટેક.
બળદ જનમ જવ આવિયો, તવ તાણ્યો બહુ ભાર;
ગર્ધવ જન્મે ગુણા વહ્યા, માહા માઠો ખાધો માર. લક્ષ. ૧
શરીર શ્વાનનું આવીયું, તવ ભટકયો ઠારો ઠાર;
જેણે તેણે હાંકી કાઢીયો. એ, દુખ તણો નહીં પાર. લક્ષ. ૨
પશુ પક્ષીના દેહમાં, ઉંઘ આળસ ને આહાર;
દસ્ત લઘુશંકા પીપાંશા, મૈથુનનો વેહેવાર. લક્ષ. ૩
જેટલું તેમાં તેટલું તુમાં, ત્યારે શો ફેરફાર;
મનુષ દેહ કયારે જાણવો, ભરે ભજનનો ભંડાર. લક્ષ. ૪
જ્ઞાન ધ્યાન દાન હોય તો, મનુષ સારો ધાર;
બાકી તુને તે જોડનાં જો, વલ્લભનો વિચાર. લક્ષ. ૫

પદ. ૩

કોઇ લ્યોરે કોઇ લ્યો, જન્મ મૃત્યની દવા. ટેક.
આવ્યો મનુષ દેહમાં, જોઇ સંસારી હવા;
બાલ્યા યોવન વહી ગયું હવે, ત્યારી છે જવા. કોઇ. ૧
જઈશ જમના હાથમાં, નહીં મળે બેસવા;
મારી મરડી નાંખે ગર્ભમાં, થશે દેહ નવા નવા. કોઇ. ૨
ગર્ભ ગોબરા ટાળવા, લે ઔષધ અનુભવા;
તેણે કરાર કાંઇ થાય તો પછી, દઇશ નહીં રેહેવા. કોઈ. ૩
ખાશે ખંડઇશ ખલકને ખાણીએ, નહીં વળેધવા;
વણ ધને આપે વ્યાસજી તે, તુજને સુખ થવા. કોઇ. ૪

પદ. ૪

બેસ દુકાને માલ જો, તારે પાલવે તો લે. ટેક.
જો પનોને પોત જો, જો કુમાશ કેવી છે.
જો વાણ તાણાના તાર તું; ગમે નહીં તો મુકીદે. બેસ. ૧
લંબાણમાં તું જોઈ જો, જરાક ઉભો રે;
દેખાડ બધા બજારમાં કોઇ; ખરા વેહેપારીને. બેસ. ૨

સરખાવ તારા માલથી, જો કોઇ ખોટો કે;
ગમે નહીં તો માલ મ્હારો, માંથે ફેરવી ફેંકીદે. બેસ. ૩
શા સારૂ નાસે છે ભડકી, શું તપાસ્યું તેં;
જાંગડ લેઇજા વ્યાસ વદે તને, ધીરેલો છે મેં. બેસ. ૪

## પદ. ૫

શું સુતો જીવ સુખમાં, તારે કાળ છે નજીક. ટેક.
સુખે સુતો સેજમાં, ઠરીને ઠીકા ઠીક;
ઉઠ અઘોરી આળસુ કાંઇ, રાખ્ય પ્રભુની બીક. સુ. ૧
ક્ષણ ભંગુર દેહ તાહ્યરો, દેઇદે ભજનની ઝીક;
નહીં તો જમડા ઝાલશે ત્યારે, આવશે હૈયે હીક. સુ. ૨
ભજન વિનાના જીવને, જન્મે થયેલી છીંક;
વદે વલ્લભ ભક્તિ વિના તારૂં; જીવવું ધીક ધીક. સુ. ૩

## પદ. ૬

ઉઠ ઉઠાડું આળસુ કાંઇ, લે નરહરિનું નામ. ટેક.
આ સમો સમરણ તણો, એજ કામમાં કામ;
જીભ જપે જગદીશને તેમાં, નહીં ડબોવાના દામ. ઉઠ. ૧
અલ્પાનંદ વિષયો તણો, છત છોરાંને ધામ;
બે ઘડિ સ્વપ્ના તુલ્ય છે પછી, છોડવો પડશે ઠામ. ઉઠ. ૨
હમતા મમતા તેં ધરી, કુડે કર્યો શામ;
મોહ તજ હરી ભજ વિરલા તને, ચેતવે વલ્લભ રામ. ઉઠ. ૩

## પદ. ૭

જાગ્ય જંજાળે ગુંથાયલા તેં, ઉંઘે ખોયો આયુષ્ય. ટેક.
સંસાર સ્વપ્ન સમજ્યો નહીં, હલમલ રાખી હુંશ;
અવર માટે દોડ દોડ કરી તારી, નીકળી ગઇછે હુંશ. જાગ્ય. ૧
બાપા દાદા કેહેવરાવવા, કેવી ભરાઈ ગઈ કુશ;
પેટે પણ ખાધું નહીં એ, મુરખ મક્ષીચુસ. જાગ્ય. ૨
ભામનીએ કહ્યો ભાગ્યશાળી, તેથી થયો ખુશ ખુશ;
વ્યાસ વદે હવે બહુ થયું ભઈ મુકીદે તું તારી સુશ. જાગ્ય. ૩

## પદ. ૮

જાગ્યો કોન જાણીએ જે, ઝાલી બેઠો જગદીશ. ટેક.
આંખ ઉઘડયે ઉગ્યો ન માનું, હૈયું ઉઘડે કો દીશ;

તો માનું કે જાગીયો તું, ભક્ત પણે હરનિશ. જાગ્યો. ૧
રહી રહીને હાં રહીશ કેટલું, દસ વીસ કે પચીસ;
જો પછી ઝપાટો જમ તણો તારા, ટુટી જશે બત્રીય. જાગ્યો. ૨
જેવા પોલિસ આંહી છે, તેવા ત્યાં પોલિસ;
વ્યાસનાં વેણુ વિષ તુલ્ય તેથી, ભલેને ચઢતી રીસ. જાગ્યો. ૩

## પદ. ૯

કો અનુભવી દ્યો ઔષધિ, જન્મ મૃત્યુ ટળવાની. ટેક.
કર્મ ઉપાસના કાંડથી, શી વેળા વળવાની;
જ્ઞાન વણ મુક્તિ છે નહીં, વેદ વાણી ફળવાની. કો. ૧
તે જ્ઞાનની ચરચા કરો, મોક્ષપદ પળવાની;
તે વાત વર્ણવો મહાત્મા, અન્ય વાતો છળવાની. કો. ૨
ત્રિ તાપની આ વેદના, કશે નહીં ખળવાની;
ખરી માત્રા માગે વલ્લભો, ઝટ વ્યાધિ ગળવાની. કો. ૩

---

## પદ. ૧

કામ છે દુષ્ટ વિકારી આહા પ્રભુ. એ રાગ.

જન્મ મરણની ઉપાધી, જીવોને જન્મ મરણની ઉપાધી. ટેક.
શિતળતા ઉષ્ણતા, વળી જળ વૃષ્ટિ;
રોગ દોગ વિપ્રરીત વ્યાધિ. જીવોને. ૧
તન દુઃખ હોયને, મન દુઃખ મોહોટું;
વિત્ત વસ્તી એ ખોટ આધી. જીવને. ૨
વદ્ધ વય સુધી, દોડી થાકયો પણ;
નિર વરતી નવ્ય લાધી. જીવોને. ૩
વ્યાસની સંગે સમજ્યો તેણે;
સત્ય પદ લીધું સાધી. જીવોને. ૪

## પદ. ૨

ખલકમાં છે ખુવારી, જીવોની ખલકમાં છે ખુવારી. ટેક.
લક્ષચોરાશી, જોઇ ગયો ત્રાશી;
નાખે છે માયા મારી. જીવોની. ૧
અલ્પા નંદને આનંદ અતિ માન્યો;
તેથી છે સર્વ વિકારી, જીવોની. ૨

સુખ દીસે પણ, દુઃખનો દરીયો;
તરીયો નથી કોઇ તારી, જીવોની. ૩
અલૌકીક પદ, વલ્લભ છે જેને;
તેને નહીં માયીક લવારી. જીવોની. ૪

પદ. ૩

દુનિયાં છે દુખ દરિયો આંહાં હરી, દુનિયાંછે દુખ દરિયો. ટેક.
જેહ પડયો તે પુરણ પસ્તાયો;
તરફડયો પણ નવ્ય તરીયો. આંહાં. ૧
મચ્છ મધ્ધર રૂપ, મોહ લોભ વળગ્યો;
કોટી કષ્ટનો ભરીયો. આંહાં. ૨
અનુભવ્યું તે, એમ વિચારે;
ભોગ લાગ્યા તે અવતરીયો. આંહાં. ૩
સંસાર સાચો, નહીં એમ સમજી;
વ્યાસ વિઠ્ઠલવર વરીયો. આંહાં. ૪

પદ. ૪

આ દુનિયાં દોરંગી, કળિમાં, આ દુનિયાં દોરંગી. ટેક.
હૈં કૈં બોલે ને, પૈં કૈં બોલે;
જ્યાં ત્યાં વાત લફંગી. કળિમાં. ૧
પાખંડ પુજે, ધરમ ન સુજે;
કુમતિને કુઢંગી. કળિમાં. ૨
જ્ઞાનમાં ભાન નહીં, તાનમાં ભુલ નહીં;
ઉતપાતે ઉમંગી. કળિમાં. ૩
નહીં ઘરભોગી, છે પર ભોગી;
જે તે અસત્યનું સંગી. કળિમાં. ૪
વ્યાસ વદેછે, કેવું રદેછે;
વર્ણવે વાતો નપંગી. કળિમાં. ૫

પદ. ૫

જીજ્ઞાસુ થાવાની મરજી, જગતને જીજ્ઞાસુ થાવાની મરજી૦ ટેક.
જ્ઞાન લેઇને, તન મન દેઈને;
વિષય ન બેઠા વરજી. જગતને. ૧
જાણી લીધું પણ, ચિત્ત ન દીધું;
નથી મોક્ષપદના કો ગરજી. જગતને. ૨

કાં જસ ઇચ્છે, કાં જીત ઇચ્છે;
શીદ મુંઢની દેહ સરજી. જગતને. ૩
નથી અન્ય પ્રીછતો, મોક્ષપદ ઇચ્છતો;
વલ્લભ તણી તે અરજી. જગતને. ૪

## પદ. ૬

મનુષ દેહ ધર્યો કેણે, વીરા મ્હારા; મનુષ દેહ ધર્યો કેણે. ટેક.

મોક્ષ મારગ ચઢી, મોક્ષ લક્ષ લાગ્યો;
આવા ગમન ટાળ્યું તેણે. વિરા મ્હારા. ૧
સત્યપદથી કરી, સળંગ સુત્રતા;
જીવન મુક્તિ જોઇ જેણે. વિરા મ્હારા. ૨
દેહ છતાં છે, વિદેહ રહેલો;
ધન્યવાદ વ્યાસને વેણે. વિરા મ્હારા. ૩

## પદ. ૭

મોક્ષનુ કામછે જેને, આંહાં વિરા મોક્ષનુ કામ છે જેને. ટેક.

ન્યાય નિતિને, વિવેક વરતે;
અન્ય ફંદણુ નહીં એને. આંહાં વિરા. ૧
ચીલે ચાલેલું, ભલે વ્યર્થ થાતું;
મોક્ષી રડે નહીં તેને. આંહાં વિરા. ૨
જમનાર જનને, જમણુ વલ્લભ;
મત ધંધો મતીયા એને. આંહાં વિરા. ૩.

## પદ. ૮

મોક્ષ મારગ શુભ સ્હાવો, મુમુક્ષુએ મોક્ષ મારગ શુભ સ્હાવો. ટેક.

મારગે ખાડો, ટેકરો ટેચો;
નાવે ધાંચ્યો ત્યાં જાવો. મુમુક્ષુએ. ૧
વાંધાં જાળાં, કોતર નાળાં;
જ્યાં નહીં કાંટા ભરાવો. મુમુક્ષુએ. ૨
ભાથુ ન ખુટે, લુટારા ન લુંટે;
જ્યાં નહીં દાણુનો દાવો. મુમુક્ષુએ. ૩
બંધ પડે પંથ તો ફરી, જવું પાછા;
વદે વ્યાસ જક્કી ન થાવો. મુમુક્ષુએ. ૪

## પદ. ૯

માહાત્માતો કહીએ કેને, વિરા મ્હારા. માહાત્માતો કહીએ કેને. ટેક.
માયાથી છોડવે, સત્યપદે જોડવે;
શંકા મટાડે તેને. વિરા મ્હારા. ૧
વચન વેદનાં, હોય વિરોધી;
કરે સમાધાન એને. વિરા મ્હારા. ૨
વ્યાસ વદે અવળ, સવળ કરાવે;
વળી જર જોઇએ ન જેને. વિરા મ્હારા. ૩

## પદ. ૧૦

લોભ છે લોહીનો તરસ્યો, જીવોને, લોભ છે લોહીનો તરશો. ટેક.
લોભે લુટાણો કરમે કુટાણો, બીજો સાર ન દરસ્યો. જી. ૧
ન દે ખાવા ન દે ઉંઘવા, સંતોશ મનમાં ન વરસ્યો. જી. ૨
આમ કર્યુંને આમ કરવું છે, વિચાર નરસો ને નરસો. જી. ૩
વલ્લભ મનુષ દેહ હેળે જવાનો, ભગ્તીભાવ કયારે કરશો.જી. ૪

## પદ. ૧૧

ભગ્તીજ શકતી લાવે, મનુશમાં, ભગ્તીજ શકતી લાવે. ટેક.
ભગ્તીથી ભગવાન ઘેર પધારે, લક્ષમી પણ પુંઠળ આવે. મ. ૧
પ્રભુની પત્ની છે લક્ષમીજી, મુંઢ એકલીને બોલાવે. મ. ૨
એકલી આવે ત્યાં ભોગ ભોગવાવે, પછી ખાસડાં ખવરાવે. મ. ૩
ખીલવે વૈભવમાં દુનીયાના દવમાં, માયામાં માયા જોડાવે. મ. ૪
અળગો કરીદે જીવને હરીથી, વ્હાલવદે નરક પળાવે. મ. ૫

## પદ. ૧૨

નરક તણા અધીકારી, ધનવંતો, નરક તણા અધિકારી. ટેક.
અતી ધનવંતો ધરમને બોળે, વળી નીવડે વિભીચારી. ધ. ૧
ધનના ધ્યાનમાં ચઢી જાય તાનમાં, માનમાં ભરાય ભારી. ધ. ૨
ધનને લીધે ન જાય સીધે, ડક્કર જક્કરમાં જ્યારી. ધ. ૩
ધનથી ઘેળો થૈ ફરે પહોળો, બીજાનો બોલ નાંખે મારી. ધ. ૪
ધનથી પાડે સરમને શે, મલપતાં રહે નરનારી. ધ. ૫
વલ્લભવદે જ્ઞાન ધ્યાન દાન હોયે, તે ધનવંતની બલહારી. ધ. ૬

## પદ. ૧

### હું તો પ્રભુ જોવાને ગઇતી, એ રાહ.

અલ્યા કાંઇ નરમ થૈ ફરતું આ સંસારમાંરે; અલ્યા કાંઈ નરમ થૈ. ટેક.
જબરો ને વળી જુસ્સાવાળો, રાતો રંગીલો રૂપાળો;
રોગ નિરાળો પણ તે સદા ધારમાંરે૦ અલ્યા. ૧
સદા તારી હાવી રહેશે, કહેનાર ને કોઇ મુરખ કહેશે;
પેહેલી પાછળની લે વારતા વિચારમાંરે૦ અલ્યા. ૨
મગરૂરીનું મોઢું રાખે, આડી આંખે ઉત્તર ભાંખે;
કહ્યું ન સાંખે કોઇનું તોરના તારમાંરે૦ અલ્યા. ૩
પણ આગળ છે વિકટ વાટચો, ત્યાં નહીં મળે છુટ સપાટચો;
જાજે ઝપાટો વ્યાસ વદે જમ મારમાંરે૦ અલ્યા. ૪

## પદ. ૨

મુરખે માયામાં લપટાઇ, મનુષ દેહ કાહાડીયોરે; મુરખે માયામાં ટેક.
મુરખ માયામાં લપટાણો, સોયે ટકા સાચો સપટાણો;
વેહેવારમાં વ્હાલા થવાનો વાહાડીયોરે૦ મુરખ. ૧
અંતે વહાલું કોઈ નહીં તારૂં, દીવા પુંઠે છે અંધારૂં;
કૈં ગયા મુકી ધન ઘર ઘોડા ગાડીયોરે૦ મુરખે. ૨
પુંઠે લેનાર લેશે ખાશે, કોણ જાણે તાહરૂં શું થાશે;
લોકીક કુટશે માંમી માશી માડીયોરે૦ મુરખે. ૩
હાલ મેળવ્યું તે પૂરવના તપનું, આગળ તારે તે નહીં ખપનું;
પડયું રહેશે બાગ બગીચા ફુલવાડીયોરે૦ મુરખે. ૪
વલ્લભની વાણી છે કાઠી, મુંઢ મનુષને લાગે માઠી;
પણ જ્યારે જઇશ ત્યારે તું એકલો હાડીયોરે૦ મુરખે. ૫

## પદ. ૩

અલ્યા દારૂણ દોહ્યલો મારગ, જમપુર વાટનોરે; અલ્યા દારૂણ ટેક.
દોહ્યલો મારગ જમપુર વાટે, મરવાનો માયીક પદ માટે;
ત્યાં વૈભોગ ખોળાશે તારી ખાટનોરે૦ અલ્યા. ૧
જગમાં જેજે કરેલુ છાનું, ત્યાં તાહારૂ ખોળાશે પાનું;
માટે હરીનો મારગ લે શિર સાટનોરે૦ અલ્યા. ૨
વલ્લભ વ્યાસે વાણી કહીતો, જો તું ચાતુર ચેતીશ નહીંતો;
સ્વાન ધોબીનો નહીં રહે ઘરનો કે ઘાટનોરે૦ અલ્યા. ૩

## પદ. ૪

અલ્યા બે ઘડીમાં બંધ થાશે, હરખની હેલીયોરે; અલ્યા બે ઘડીમાં ટેક.
સંસાર સુખડુ સ્વપ્ના સરખુ, દેખી દેખી ને શું હરખુ;
ખરે ખર ખુવાર થવાને ખલકમાં ખેલીયોરે. અલ્યા. ૧
માયા મિલકત માની માહારી, જોજેરે ભાઇ તે નથી તાહારી;
કૈં ગયા મુકી મુકી થાપણુ થેલીયોરે. અલ્યા૦ ૨
ભવમાં ભટકયો તે ભરમાયો, જે જન ખીલ્યો તે કરમાયો;
કૈનાં સુનાં પડયાં છત છોરાં હવેલીયોરે૦ અલ્યા. ૩
તાહારે જવાનું માહારે જવાનું વલ્લભ વદે ત્યાં શું શું થવાનું;
તેં જાણ્યા વણુ માયા મુમત નવ મેલીયોરે૦ અલ્યા. ૪

## પદ. ૫

જીવડા જુઠડી જુઠડી જુઠડી, માયા જુઠડીરે; જીવડા જુઠડી જુઠડી ટેક.
જુઠડી માયા જુઠડા જાયા, જુઠડી કંચન તુલ્ય પણુ કાયા;
જેવી કનક થાળમાં લોખંડની ખુંટડીરે૦ જીવડા. ૧
દીકરા દારાનું દળદળ કાઢવા, મથે અખુટ આનંદ પમાડવા;
પણુ જો બકરી કાઢતાં પેસશે ઉંટડીરે૦ જીવડા. ૨
જનમતાં મરતાં જુલમ દુઃખડુ, વલ્લભ વદે માને શીદ સુખડુ;
ગૃહસ્થ પણુ ભુખડુ જાઇશ ખાલી મુઠડીરે૦ જીવડા. ૩

## પદ. ૬

માનવી માયાના ફંદે ફસેલા, ફગડણુ ફાટમાંરે; માનવી માયાના ટેક.
માનવી માયાના ફંદે ફસેલા, મુળ મારગથી ખલકે ખસેલા;
હરિ વિમુખ શું હીંચે હીંચોળા ખાટમાંરે૦ માનવી. ૧
પંચ વિષય સુખ સ્વપ્ના સરખું, સત્ય સંગ વિના ક્યાં તું પરખું;
હરખું જ્યારે જમવા બેસે ટાટમાંરે૦ માનવી. ૨
જાણેછે દેહ મુકી જાવાનું, જાશું ત્યાં શું છે થાવાનું;
તેનો તોલ કરીને રહે ઉચાટમાંરે૦ માનવી. ૩
આ વાણી વલ્લભની જાણી, ઉંહું કરી નાખે છે તાણી;
ઇશ્વર સાક્ષી કહુછું જઇશ જમ વાટમાંરે૦ માનવી. ૪

## પદ. ૭

જેણે માયા મિથ્યા જાણી, તે સમ શેર છેરે; જેણે માયા મિથ્યા ટેક.
લોકીકનો બોલ ન લે મનમાં, અલોકીકનો તોલ કરે તનમાં;
હરીજનમાં ને દુરીજનમાં બહુ ફેરછેરે૦ જેણે. ૧

સંસારની શ્વાન સરખી વાણી, સંતની અમૃત તુલ્ય લે જાણી;
ધુળધાણી રાખ પાણી જગત ત્રણ તેરછેરે. જેણે. ૨
દુનિયાને તો લાગ્યો હડકવા, તેમ તેમ કેમ તું લાગ્યો ટડકવા;
અજ્ઞાન જગત જાણવું હોળીની ઘેરછેરે૦ જેણે. ૩
વ્હેવાર વાત પરલોકથી ઉલટી, વલ્લભ વદે સમજીલે સુલટી;
અખંડાનંદી આત્માને જગ ઝેરછેરે૦ જેણે. ૪

## પદ. ૮

જેણે મોક્ષ મારગ નવ સોધ્યો, ધીક તેની મુછનેરે; જેણે મોક્ષ ટેક.
ધરમીછું કહી જ્યાં ત્યાં ધાયો, પણ મુળ પદનો પકડયો ન પાયો;
અવળું તે સવળું સમજી વળગ્યો તુચ્છનેરે૦ જેણે. ૧
ઉપરનો ચળકાટો જોઇ, મુરખ મનુષનું મન રહ્યુ મોહી;
અંતર જોવા સમજણ વસ્ત્ર લુછનેરે૦ જેણે. ૨
ખરા ખોટાની કીંમત ન કીધી, બેવકુફે બુદ્ધી અરપી દીધી;
ઢોંગે ધુતાયો ખોળી ન કાઢી . ખુંચનેરે૦ જેણે. ૩
સત્ય અસત્ય જો વ્યાસ વદેછે, અણસમજુનું સુન્ય હ્રદેછે;
સાચુ ન હોય તો અનુભવી પુરૂષને પુછનેરે૦ જેણે. ૪

## પદ. ૯

ઓ ભાઇ ભારે ભ્રમણા લાગી, ભવ ભટકાઈનેરે; ઓ ભાઈ ભારે ટેક.
પ્રપંચ પાપના પોટલા બાંધ્યા; ત્યારે રાંડે રોટલા રાંધ્યા;
કંથ કહીને ખઇ ગઈ સર્વ કમાઈનેરે૦ ઓ. ૧
બેટા બેટી કેહેતાં બાપા, તેથી ખેડયા ઘરના ત્રાપા;
જ્યાં ત્યાં લુંટાયો સગાં થકી શરમાઈનેરે૦ ઓ. ૨
રઝળ્યો રળવા મીલકત મળવા, લાગ્યો દારૂણ દઇણું દળવા;
છેવટ છોડી ચાલ્યો ખાસડાં ખાઈનેરે૦ ઓ. ૩
ચાહ્ય તેમ લાવું ગ્રસ્થજ થાવું, જનમો જનમ તેં કીધું હાવું;
વ્યાસ વદે સંગ લીધી નહીં એક પાઈનેરે; ઓ. ૪

## પદ. ૧૦

ભાઈઓ મોક્ષના મ્હાત્મા થઇ જે માયા મેળવેરે. ભાઇયો મોક્ષના ટેક.
મોક્ષના મ્હાત્મા મેળવે માયા, તેનાથી છેટા જગરાયા;
ચમકીંકર લઇ જઇ ભૌક્તીકમાં ભેળવેરે. ભાઇયો. ૧
માયા મોહ્યની મહા મસ્તાની, મોહ્યા તે નહીં ધ્યાની જ્ઞાની;
મીથ્યા જ્ઞાનની વાત વદે જીભ ટેરવેરે. ભાઇયો. ૨

માયા ચાહક પાપનો બંધો, ધરમને નામે કાઢયો ધંધો;
વ્યાસ વદે ત્યાગ કહીં કારીગરી કેળવેરે. ભાઇયો. ૩

## પદ. ૧૧

જોજે પાખંડને પુજનારા, સૌ પાખંડીયોરે; જોજો પાખંડને ટેક.
પાખંડના પુજક પાખંડા, પરપંચી રાંડવાને રંડા;
કુડ કપટને કુ કતનો એ કંડીયોરે. જોજો. ૧
કળીના જે પસરેલા પ્રાણી, તે મરતા તરકટનું તાણી;
ચાહ્ય તેમ લપટાઈ લલચઈ મંડયા મંડીયોરે. જોજો. ૨
જેમાં જેવા ગુણ ભરેલા, તેવા તેવે સ્થળે ઠરેલા;
વદે વ્યાસ તે જીવને જંજાળી ઝંડીયોરે. જોજો. ૩

---

## પદ. ૧

### રાગ પીલુનો બરવો.

સહુને ચોરાશીનો ફેરો ટળ્યો છે, છેવટ મનુષ દેહ મળ્યો છે.
સહુ ચોરાશીનો. ટેક.
વેઠી ચોરાશી માહા દુઃખ ફાંશી;
તેમાંથી કાંઇક દહાડો વળ્યો છે. સહુને. ૧
આવ્યોછે આમાં કરાર કરીને;
ફરીને મોહ માયામાં ભળ્યો છે. સહુને. ૨
આ દેહે રામ નામ રળવાનું;
પશુ જનમમાં શું તું રળ્યો છે. સહુને. ૩
વેઠી છે વેદના વઇતરાં કરીને;
ખરેખરો ભીંનો ઘઉં દળ્યો છે, સહુને. ૪
જે સમજ્યો તે વ્યાસની સંગે;
ગરવ મુકીને જ્ઞાને ગળ્યો છે. સહુને. ૫

## પદ. ૨

જો જીવડા તું ભુલી ગયો છું, છે તેને મુકી અન્યનો થયો છું.
જો જીવડા તું. ટેક.
મુળ ધણીને મેલ્યો કોરાણે;
અન્યથી નાતરૂ કરી રહ્યો છું. જો જીવડા. ૧
જેને ઝાલ્યો તે પણ ક્યાંથી આવ્યો;
તેનો તું શું ભેદ લહ્યો છું. જો જીવડા. ૨

કર્યુંછે નાતરૂં તે તું તરેના;
મુળ મુકીને ડાળીમાં ચહ્યો છું. જો જીવડા. ૩
વદે છે વલ્લભ દુર્લભ સમજવું;
મિથ્યા વૈભોગી વાટે વહ્યો છું. જો જીવડા. ૪

પદ. ૩

વેદ ભણ્યો પણ ભેદ ન જાણ્યો; અર્થ ભાવાર્થ વિના ઉર આણ્યો.
વેદ ભણ્યો પણ. ટેક.
અર્થ ભાવાર્થ વિનાનો અનર્થી;
તેને પંડીતે પુરણ પલાણ્યો. વેદ. ૧
શ્રુતિ સ્મૃતિ સંહિતા ભણીને;
અનંત જીવોને વિશ્વાસે નાણ્યો. વેદ. ૨
કળયુગની કરણી મહામનહરણી;
સહુ બ્રહ્મ કરવા મુમત તાણ્યો. વેદ. ૩
સંસ્કૃત વાણીયે અજ્ઞાની પ્રાણીયે;
મર્મ જાણ્યા વણુવધારે વખાણ્યો. વેદ. ૪
વચનોનો હેતુ જો નહીં ચેતુ,
તો વદે વ્યાસ મંડાણીજ કાણ્યો. વેદ. ૫

પદ. ૪

ધરમને નામે ધુતારા જાગ્યા, નીચ ઉંચને બોધ કરવાજ લાગ્યા;
ધરમને નામે. ટેક.
જાગ્યા ધુતારા ગ્રંથના ઉતારા;
કરી વિપ્રોની વિદ્યા લેઈ ભાગ્યા. ધરમ. ૧
જેવો શંખાસુર વેદ ચોરી નાઠો;
તેમ નાશી વિપ્રોથી અનુરાગ્યા. ધરમ. ૨
પણ કાં કુપ જળ કાં વાદળ વારી;
તે સમજ્યા વણુ માગણ થઈ માગ્યા. ધરમ. ૩
પુજાવું છે જગમાં એ ઠગા ઠગમાં,
વ્યાસ વદે નરકી કાંઈ નથી તાગ્યા. ધરમ. ૪

---

પદ. ૧

શિખ સાસુજી દેછેરે. એ રાગ.

જીવ કહેછે કાયાનેરે, રંડા મને ક્યાં વળગી;
તુતો ગંદીને ગોબરીરે, હવે તને કરૂં અળગી. ૧

તારો સંગ કરીનેરે, ભવો ભવ ભટકાવ્યો;
બેઠો નહીં ઠરીનેરે, લાલચમાં લટકાવ્યો. ૨
જ્યાં ત્યાં બોલી બોલીનેરે, પદારથ લાવ્યો ઘણાં;
ગળ્યાં મધુરાં મીઠાંરે, ખાંણાં ઘી દુધ તણાં. ૩
તેતો ખવરાવ્યાં તુજનેરે, ખાઇને તેં પેટ ભર્યું;
તાહારે પેટ તે પડીયાંરે, તેને વિષ્ટા રૂપ કર્યું. ૪
તેવું કરે તું માહારૂ રે, માટે મુકી દેઉ તને;
મળે નાથ વલ્લભનોરે, પછી નાવું તુજ કને. ૫

## પદ. ૨

કાયા જીવને કહેછેરે, હુંતો છુટવાની નથી;
કદી છોડશો તોપણુરે, આગળ હુંની હું છું પતિ. ૧
ઘણી ગંદીને ગોબરીરે, પેહેલાં શું જાણુતા ન્હોતા;
જાણી જોઇ સંગ કીધોરે, અવગુણુ મારા જાણ્યા છતાં. ૨
ખવરાવ્યાં પદારથોરે, મીઠાં ને ગળ્યા ઘણાં;
થઇ ગયાં તે વિષ્ટારે, કરમ હિણાં તેહ તણાં. ૩
હતાં સારાં સુગંધેરે, તો પણ થયાં દુરગંધાં;
મુજ સંગ કરવાથીરે, બગડવાનાં સંધાં. ૪
ક્યાં હું જાઉં છું વળગવારે, મને સૌ વળગી પડયાં;
અળગી હવે કરવારે, વલ્લભની સંગે ચડયા. ૫

## પદ. ૩

તવ જીવરાજ કહેછેરે, તુમાં અવગુણ ઘણા;
દીસે ઉજળી ઉપરથીરે, શોભામાં નહીં મણા. ૧
તારો રંગ ગુલાબીરે, કોમળ કદળી જેવી;
કહેતાં થાકે જીભલડીરે, સદા સંગ રહીએ તેવી. ૨
ગુણ ઉત્તમ ઉપરનારે, મહીના મહાદેવ જાણે;
બધુ સમજ્યાં વણુ વળગ્યોરે, ફસાયોછું આટાણે. ૩
હવે મુકી દે મુજનેરે, લાગુ તુજને ચરણે;
કરી પ્રેરકે પ્રેરણારે, જાવું હરીને શરણે. ૪
ભોગ ભુલસે તેનારે, જાણ્યું સત્ય સંગ કરતાં;
વ્યાસ વદે અજાણ્યારે, ચોરાશી લક્ષ ફરતાં. ૫

## પદ. ૪

તવ કાયા તો કહેછેરે, પધારો પ્રાણપતિ;
હવે બીજી ન ચાહશોરે, ચાહશો તેમાં સાર નથી. ૧

મળે મુજથી નઠારીરે, કદી નહીં દે ઠરવા;
તમે માહારામાં સમજ્યારે, તેથી દેઉછું તરવા. ૨
પેહેલી મળેલી નરતીરે, તેમાંથી વેળા વળી;
કાંક કરેલાં સુકીતરે, તેણે દેહ મનુષ્ય મળી. ૩
મને સુરલોક ચાહ્યછેરે, નથી કંથનો ટોટો;
લક્ષ ધરશો બીજીમાંરે, તો તો વળશે ગોટો. ૪
રહો મેંમાન ગતીયેરે, નિમિત્ત સહુથી મ્હોટો;
રહ્યા વલ્લભ પરૂણોરે, વાગ્યો જ્ઞાનનો સોટો. ૫

## પદ. ૫

આત્મારામ રમેછેરે, બુદ્ધિબાઇના સંગમાં;
તેમાં મિત્રછે મનડુરે, રમાડેછે બહુ રંગમાં. ૧
ચિત્ત જુએ ચિકીત્સારે, અહંકાર હશ્યા કરે;
તેથી ફાવતું આવ્યું રે, આત્મારામ ફંદે ફરે. ૨
રૂડુ રમવુંને જમવુંરે, બુદ્ધિબાઇની સાથે;
સુખ વૈભોગ લેવારે, રહ્યા નહિ ભય માથે. ૩
બરોબર વશ પડીયોરે, આત્મારામ બુદ્ધિમાં;
પોતે પરમાત્મા વિસર્યોરે, રહ્યા નહીં શુદ્ધિમાં. ૪
ઘર ગામ પોતાનુંરે, ભુલી ભરમાઇ ગયો;
ઓઢયો અંધ પછેડોરે, મુરખ માહા દુઃખી થયો. ૫
પુરો પડીયો મોહ જાળેરે, કર્યો કળીયે પાપી;
તેને પર્મપદ છુટયુંરે, પ્રાપ્તી નહીં કદાપી. ૬
પછી મનથકી માન્યુંરે, પર્માત્મા પોતે છીયે;
વદે વલ્લભ વ્યાસજીરે, તેવાને સંગ બ્હીયે. ૭

## પદ. ૬

અક્ષર ધામી આરોગોરે, વિશ્વંભર વિશ્વપતિ;
તમથી મુજને મળેલુંરે, હવેતો તે ભાવતું નથી. ૧
મહારા મનડાનું મગદળરે, આ ચીતડાનું ચુરમું કર્યું;
કર્યો બુદ્ધીનો બીરંજરે, હંકાર હલવે ભાણું ભર્યું. ૨
શાક શબ્દ વિશયનુંરે, પાપટ સ્પર્શ વિશયે વણ્યા;
રૂપ વિષયની ચટણીરે, રસ વિશયનાં રૈતાં બન્યા. ૩
ગંધ વિશય ગળ કેરીરે, જ્ઞાનેદ્રીનું ગળમાણું;
કર્મેદ્રીનાં કુર કઢીરે, વ્રત્તીઓનુ અથાણું. ૪

કર્યો લૌતીક ભજીયાંરે, ન છાંડશે। એમાંનું;
વદે વ્યાસ નથી ખપનુંરે, અમારે તે। તેમાનું. ૫

### પદ. ૧

કુંદ ઉડયુ ઉડયુ માજમરાતરે. એ રાગ.

જીવડા જોયે। જગતને સૌ સારરે, લગાર મળ્યું નહીં સુખડુરે લોલ;
જન્મે। જનમ માયામાં ખાધો મારરે, વ્હેવાર તણું માહા દુખડુરે લોલ. ૧
પરનાં હતાં તેને પોતાનાં માન્યાંરે, જાણ્યાં તેતો વ્હાલે શરીરે લોલ;
બાધા આખડીયે। રાખીને આણ્યાંરે, તાંણ્યાં તોસ્યાં સુત સુંદરીરે લોલ. ૨
જેવાં હરખ્યાં તેવાં નરખ્યાં દુઃખરે, તે ભવોભવ ભવાઈ છેરે લોલ;
સમજ્યો તે તોબા પોકારે મુખરે, અજ્ઞાનીને નવાઇછેરે લોલ. ૩
જુઠે જુઠી જગત તણી જંજાળરે, જો સત્ય હોય તો સંગ રહેરે લોલ;
પડે ન વખુટાં નર નારી ને બાળરે, વલ્લભ અનુભવથી કહેરે લોલ. ૪

### પદ. ૨

અરેરે જીવડા શી ગત થાશે ત્હારીરે, વેહેવારી કામ સુધારીયુંરે લોલ;
પંચ વિષયનાં સાધન કર્યાં અપારરે, અલોકીકનું ઉધારીયુંરે લોલ. ૧
છેવટ જાવું પડશે જમને હાથરે, તે વેળા વાત વિપ્રીતનીરે લોલ;
કેશ ગ્રહીને દે મુદગળના મારરે, ચમકે વૃત્તી તવ ચીત્તનીરે લોલ. ૨
ગોખરૂ પંથે હડસેલા દેઈ હાંકેરે, થાકે પણ ત્યાં ચાલવું પડેરે લોલ;
તે વેળા જીવ ઘણું કરે કલપાન્તરે, આ કર્યાં કરમ મુજને નડેરે લોલ. ૩
અરેરે આ વેળા કરે કોણ સ્હાયરે, એમ ધ્રુશકા મુકીને રડેરે લોલ;
વ્યાસ વદે તે વેળા સગુ સાથરે, વિપતમાં વ્હારે ના ચડેરે લોલ. ૪

### પદ. ૩

અરેરે કહી જીવ હેઠો બેશી જાયરે, ત્રાહ્ય ત્રાહ્ય પોકારે મુખથીરે લોલ;
ફાટયાં લોચન આંસુડાં ન માયરે, દટાયો દારૂણ દુઃખથીરે લોલ. ૧
જમ કીંકર તવ ધસડી ધસડી તાણેરે, છોલાઇ છોલાં ઉખડેરે લોલ;
વહે શરીરે શ્રોણીત કેરી ધારરે, લેવાય નહીં શ્વાસ મુખડેરે લોલ. ૨
પડતાં પાટુ બેવડો વળી જાયરે, ઉપાય નહીં નાઠા તણોરે લોલ;
ક્ષુધા તરષા ઉજાગરો ને થાકરે, સૌદુખથી ગભરાયો ઘણોરે લોલ. ૩
નમી નમી લળી લળીને લાગે પાયરે, દયા ઉપને જમ દુતનેરે લોલ;
પણ જીવ નઠોરને ન આવે સાનરે, શીખ લાગે કો સપુતનેરે લોલ. ૪

કપુત ભોગવે સદા જગતની જેલરે, આ જમ જીવની કહીછે કથારે લોલ;
ગરૂડ પુરાણે વદીયા શ્રીભગવાનરે, જ્ઞાનમાં વલ્લભને છે વ્યથારે લોલ. ૫

### પદ. ૪

પ્રાણીયા જો તું પળ વારનો વિશ્વાસરે, રાખીશ નહીં જીવ્યા તણોરે લોલ;
માયા પદમાં થઇ રેહેજે નીરાશરે, આયુસ કેરા દહાડા ગણોરે લોલ. ૧
જેટલું હરખીશ તેટલું નરખીશ દુખરે, તું સુખ સપના તુલ્ય જાણજેરે લોલ;
બન્યું બનાવ્યું નહી રહે સદા કાળરે, સમજીને વૈભોમ માણજેરે લોલ. ૨
ટાંકે ન તુટે તેવો તું કર્ય તંત્રરે, પણ જંત્ર જુદો જગદીશનોરે લોલ;
થાકયા ભણીને મોહોટા મુનીવર મંત્રરે, પતંત્રછે તું પચીસનોરે લોલ. ૩
સત્ય સમજ્યા વણુ માયા ન જીત્યું કોયરે, તો તું શું જીતે બાપડોરે લોલ;
વલ્લભ વદે પર માતાની શી પોકરે, અલોકીક વિચાર આપડોરે લોલ૦ ૪

### પદ. ૫

મનવા કુમતે માયામાં ના જૈશરે, ત્યાં થૈશ દારૂણ દુખીયોરે લોલ;
જૈને આખર પુરે પુરો પસ્તૈશરે, ગયો તે થયો નહી સુખીયોરે લોલ. ૧
મનવા માયાનું સુખ સ્વપના તુલ્યરે, ભુલ ખાધી તે ખુવાર થયોરે લોલ;
મનવા માયા મ્રગજળ શમ અમુલ્યરે, જો જોયું પણ તરશ્યો રહ્યોરે લોલ. ૨
મનવા માયા છીંપના રૂપા જેવીરે, જો ઘાટ કોણે ઘડાવીઆરે લોલ;
મનવા માયા સ્વર્ગના દેવની દેવીરે, જો સુરલોક પ્રથવી પડાવીયારે લોલ. ૩
મનવા બનવા જેઓ એનો સંગરે, બહુ બંગ કરાવે કારમારે લોલ;
મનવા નથી રહી ને નહી રહે તુજ અંગરે, તે માટે વલ્લભ ધારમારે લોલ. ૪

---

### પદ. ૧

ચાંદલીયા ચાલીશમાં અતી ઉતાવળો. એ રાગ.

જીવલડા દેહથી છુટીને કયાં જશો;
જ્યાં જશો ત્યાં કોણ સગુ કોણ સાથજો;
કોણ પત્ની પુત્રોને કોણ બેન બંધવા,
કોણ થાશે ત્યાં વણ આળખાણે તાતજો. જીવ. ટેક.
ઘરને ગામ ત્યાં કયાં મંદીરને માળીયાં,
કયાં ત્યાં ખાવા પીવાનો ખોરાકજો,
કયાં ત્યાં ઉનાં ઉનાં દાળ ભાત રોટલી;
કયાં ત્યાં પાપડ અથાંણાં ને શાકજો. જી. ૧

જ્યાં જેશ ત્યાં સૌ પોતાના ને તું પારકો,
પરાંણે તારે કરવી પડશે પ્રીતજો;
રળી ખપીને દેશતો કેહેશે માહારો,
નહીતો તુજને નડવાના અચીતજો. જી. ૨
જો ઓશીઆળો અવતાર થાશે તાહારો,
નવે નવાથી કરવાનો મેળાપજો.
તે કરતાં સગો છેવટનો સોધીયે,
વ્યાસ વદેછે અચળીત જે મા બાપજો. જી. ૩

## પદ. ૨

આતમડા હાંઇથી છુટી જાશો કહીં,
જૈ ઉતારો કરશો કોને ઘેરજો;
જાવું છે તેનું ઓળખાણ કર્યું નથી,
તેથી કેવી થાશે તમારી પેરજો. આ. ટેક.
નથી કોઇનો પત્ર લીધો ઓળખાણનો,
તેથી તમારો ત્યાં કોણ પુછશે ભાવજો;
ચતુરાઇ ચલવી મેળાપ કરવા ઇચ્છશો,
પણ તેમાં નહીં ફાવે તમારો દાવજો. આ ૧
નહિ મળે ત્યાં રોટલો કે સુવા ઓટલો,
હાડ હાડ કરીને કાઢી મુકશે બાહારજો;
તે વેળા પસ્તાશો હૈના લાડીલા,
વ્યાસ વદેછે કર પહેલો વિચારજો. આ ૨

## પદ. ૩

જો જીવડાં જાતાં જીભડી ટુંકી થશે,
નહી દેવાય તે વેળા રામનું નામજો;
જવાનીમાં જે તું કરીશ તે તાહારૂ,
જોજે તે આવશે ઘડપણમાં કામજો. જો. ટેક.
પેહેલાંનો અભ્યાસ આખરમાં સાંભરે,
ટેવ પડયા વણ સાંભરે નહીં કો કાળજો;
અંગ ભંગ થયું તવ નવો પંથ ના જડે,
માટે અવશર શે ચુકે ચન્ડાળજો. જો. ૧
આગળ દાહાડા આવવાના છે દોહ્યલા,
તેનો તું કેમ કરે નહી વિચારજો;

ઘેર ગોરી દેખીને થયો છેક ઘેલડો,
પણતે છેવટ નહી તારો પરીવારજો. જો. ૨
જો તું તાહારાં માત તાતનો થયો કેટલો,
તેટલો તાહારો થાશે સહોદર સાથજો;
માટે શાણા સમજી જા સત્ય સંગથી,
ઋલ વ્યાસને સંગ જગતપતીનો હાથજો. જો. ૩

## પદ. ૪

સમજજે જીવ સમજાવું તે શાન્તથી,
જુનો મુકી નવો ન કરીએ શેઠજો;
અશલ વસ્તુ મુકી નકલ ના સાધીયે,
નવું નવદીન પોહોચાડે નહી ઠેઠજો. સમજ. ટેક.
નવતર નવ ઘટી જુનુ જનમારો રહે,
તરત ઉજળુ એટલુ ભાસે દુધજો;
પણ જે પડયું પાણી તે જુદુ ના પડે,
માટે સત્યસંગ સાહી રેહેજે સુધજો. સમજ. ૧
ભોળીયા તુજને મસ્તાની માયા ભોળવે.
તેનો છેતર્યો જરૂર તું છેતરાયજો;
માયા સાથે માયા કરી બીરાજીયો,
તેમાં તાહારૂં ઘચ્યું સોનું ધુળ થાયજો. સમજ. ૨
અલ્યા ગામ ડાહ્યો થૈને તું ગોદા ખાયછે,
ઘર ડાહ્યોથા તેમાં મળશે સુખજો;
પારકા પનોતા થાતા ખાશો ખાસડાં,
બોલનો તોલ કર વ્યાસ વદેછે મુખજો. સમજ. ૩

## પદ. ૫

અજ્ઞાની જીવ જાતાં કહેછે દેહને,
માહારે તાહારે ઘણા દીવસની પ્રીતજો;
તે મુકીને જાવું પડેછે બાંધણે,
પણ પાછો તને મળવાનો ખચીતજો. અ. ટેક.
ઘણા દન તુજ સંગે આનંદ ભોગવ્યો,
તે તો મુજથી કેમ કરી વિસરાયજો;
ખોળીયું ખજાનો સંતોષા તુજમાં,
કાંઇ કરતાં હાંઇ રહુને ન નીસરાયજો. અ. ૧

અરેરે તાહારૂં સુખ સાંભરશે મુજને,
તે વિયોગના દન જાશે કેઈ પેરજો;
લક્ષછે તુજમાં એક ઘડી ગમશે નહી,
તું સરખી નહીં પડે અવર સ્થળલેહેરજો. અ. ૨
તવ કાયા કહે ફુટયું કરમ જીવ તાહારૂં,
જન્મ મરણનો માગ્યો તેં સંતાપજો;
વણ ઇચ્છે પણ તુજ કૃત્યથી તે આવશે,
વ્યાસના સંગ વણ લપટાઇ પડીયો આપજો. અ. ૩

## પદ. ૧

### રાગ સાંધુનો.

કળયુગના જીવડા, સોધન કર્યું નહીં સાચુ.
ત્યાં સુધી તાહારૂં સરવે સાધન, સમજી લેજે કાચુરે. ક. ટેક.
તુજ ડહાપણમાં દાટ વળ્યોને, ચુલે પડી ચતુરાઈ;
ખરા ખોટાની ખોળ ન કીધી, ભ્રષ્ટ થઇ ભગતાઈરે. ક. ૧
મનુશકતીને ઈશ્વિર માન્યા, ઇશ્વર કતી તુછ માની;
ગુરૂએ કાંઇ ગમના પાડી, તુજમાં અક્કલ શાનીરે. ક. ૨
ઉંઘમાં ઉંઘે મોઢે મુગે, જ્ઞાન મારગ નવ પુછે;
જે કહ્યું તે સત્ય માની બેઠો, આ અંધાપો શુંછેરે. ક. ૩
કળીયે કુટાવ્યો લાભ લુટાવ્યો, અવર વાત ન સુણે;
વ્યાસ વદે ગુરૂએ સમજાવી, ખોશી ઘાલ્યો ખુણેરે. ક. ૪

## પદ. ૨

ધુતાયા ધરમે; કરમે કળયુગ કેડે પડીયો,
અવળુ તે સવળુ સમજાવ્યું, એવો ચડશે ચડીયોરે. ધુ. ટેક.
ગુરૂ ગુરૂનું ધ્યાન ધરાવે, ઇશ્વર મુકયો નેવે;
અજ્ઞાની અંધ અંજાઈ બેઠા, ભૌતીક શરીર શેવેરે. ધુ. ૧
માહા રોગી મોહેથી બબડે, ઔષધનામ રટેછે;
પણ ઔષધ લીધા ખાધા વણ, કહો કયાં રોગ મટેછેરે. ધુ. ૨
ગુરૂ લોકે ગરદન ઘાલ્યા, ભોળા ભાવિક જનને;
શેવા કરજે તરી જવાનો, ઠીક ઠસાવ્યું મનનેરે. ધુ. ૩
કેહેતાતો દીવાના થયા પણ, સુણતા થયા દીવાના;
વલ્લભ વદે કર્યા કળયુગે, મુરખને મસ્તાનારે. ધુ. ૪

### પદ. ૩

ધર્મોને નામે, ધુતાઇને ધન ખોયું;
ધન ખોયું તો ધુળનાંખી પણ, જીવતર બધુ બોયુંરે. ધ૦ ટેક.
એક સ્થળે પરસાદી પાગ્યો, બીજે માન્યજ મળીયું;
ત્રીજે સ્થળ વિષયની વાતો ચોથે શરીર ગળીયુંરે. ધ૦ ૧
પાંચમે સ્થળ કારભારૂ આવ્યું, છઠ્ઠે યશ બહુ પામ્યા;
સાતમે સ્થળ વિદ્યાની વડાઇ, જન્મ મરણ નવ્ય વામ્યારે. ધ૦ ૨
આઠમે સ્થળ ભગવાની ભવાઇ, ભોગ ભોગવે થૈ ત્યાગી;
નવમે સ્થળ અડશું અભડાશું, દસમે વન વેરાગીરે. ધ૦ ૩
જેણેને તેણે શેવા કરાવી, પૈસા પરહરી લીધો;
વલ્લભ વદે મોક્ષ મારગ છેટો, લક્ષ્મી લેવા બોધ કીધોરે. ધ૦ ૪

### પદ. ૪

કળયુગ કુકરમી, કયાંથી આવી પોહોંચ્યો કરમે;
સ્રષ્ટીના જીવ શું કરે તે, ધરબોળ ઘાલ્યું ધરમેરે. ક. ટેક.
અવળા પંથને અવળી રીત્યો, અવળા ઉપદેશ તાહારા;
અવળું સવળું દેખાડયું એ, કાળાં કૃત્ય કરનારારે. ક. ૧
સવળું તે અવળું દીસેછે, અવળું સવળું ભાસે;
સ્વારથીયા બોલીને બનાવ્યા, દેખી વલ્લભ ત્રાસેરે. ક. ૨

### પદ. ૫

જંજાળી જીવડા, જનમી જગતમાં સું જેયું;
હરી ફરીને સંસાર સેવ્યો, આયુષ એળે ખોયુંરે. જં૦ ટેક.
બાળપણામાં વ્યાધી વપુએ, વરાધ વાને વાવળી;
ઉટાંટીયોને ઓરી અછબડા, જાતજીરણ બહુ જાવળીરે. જં. ૧
પાંચ વરસ વેઠયાં વ્યાધીનાં, પછી મોકલ્યો નિશાળે;
ભણવા ચીંતા ઉંઘવા ન પામ્યો, ઉનાળે શીઆળેરે. જં. ૨
પંદર વરસ વિત્યાં વિદ્યામાં, પછી રળવામાં નાખ્યો;
પૈસા માટે પ્રપંચ કીધા, જયાં ત્યાં જુઠુ ભાખ્યોરે. જં. ૩
બૈરાં બંધુ બેન બનેવી, પેટ પુત્રોને પોસ્યાં;
ઉર આનંદેઅવની ન બેઠો, વરસ ખલકમાં ખોસ્યાંરે. જં. ૪
પચાસ વરશે પગ ભાગ્યાને, શરીરની ગઈ શક્તિ;
અરેરે ગડપણમાં શું ખાશું, તે ચાલી ભય ભક્તિરે. જં. ૫
જો જાદે જર હોય કનેતો, હાય પુંઠે શું થાશે;
વિલ બનાવું કરૂં કબજો, નહીંતો લુંટાઇ જાશેરે. જં. ૬

એની એ ચીંતા તુજ ચીત્તમાં, ઠરી ન બેઠો ઠામે;
નિરવરતી આનંદ ન લીધો, જાણ્યું વલ્લભરામેરે; જં. ૭

પદ. ૬

માયાના માનવી, માયાના મદમાં તું ચડીયો;
સગાં સહોદર તારાં માની, ઉંડા ધરામાં પડીયોરે. મા. ટેક.
તુજ તાતે પેદા કરીને, છેવટ શું સંગ લીધું;
કેટલું તેં છેડે બંધાવ્યું, કેટલુ કરમાં દીધુંરે. મા. ૧
તેણે ન લીધું તેં નવ દીધું, તો તું કયાં લેવાનો;
રળી ધન સોંપે પણ તુજને, કયાંછે ઠામ દેવાનોરે. મા. ૨
પર જીવને દુભી દુભીને, તું ભરેછે તાહારૂં;
ખાનાર કે ખવરાવનાર મરશે, દીપક પુંઠ અંધારૂંરે. મા. ૩
પ્રૌઢ પ્રકારે પ્રપંચ કરીને, શું મનમાં મકલાતો;
તું નહીં કોનો કો નહી તારૂં, જઇશ ખાસડાં ખાતોરે. મા. ૪
દુષ્ટ નજરના દુષ્ટ જીવડા, રાખ્ય દયા કંઈ દલમાં;
પર જીવપર શું હૈવત દાખે, પ્રાણ જવાનો પલમાંરે. મા. ૫
અવર જીવને ગરીબ કરવા, પોતાને ઠીક થાવું;
કોહ્યું કટાયું ટાઢું અન્યને, આપે ઉત્તમ ખાવુંરે. મા. ૬
જીવાત્મા એવા અવનીમાં, પરદુભી સુખ માને;
વલ્લભ વદે દયા વગરના, જનમી જીવે શાનેરે. મા. ૭

પદ. ૭

છાકેલા છતના, જો જરા આંખ્યો ઉઘાડી;
જમપુર વાટચો જુલમ દોહલી, ત્યાં કયાં ઘોડા ગાડીરે. છા. ટેક.
મોટાઈ તારી મરકટ જેવી, દસ વિશ ત્રીસકે ચાળી;
હરખ ધરે હૈયાના કુટયા, જો જગ રીત નિહાળીરે. છા. ૧
તળાઇમાં તને મરવા ન દીધો, લીધો કામળે તાણી;
જો જગ જુકતી રૂએલ ગોદડાં, થાય રખે ધુળ ધાણીરે. છા. ૨
બંધન રહેશે કહીને વાળી, વીંટી કાઢી લીધી;
જો બંધનનો ભય હોયતો કેમ, ગાંઠ પોતીયે દીધીરે. છા. ૩
મરણ ખરચની ખોટ ભાગવા, કેવી યુક્તિ લડાવી;
ન ચઢે તાવડી કહી બારમામાં, તાવડી કેમ ચડાવીરે. છા. ૪
વ્હેવાર વિવેક છે પરપંચનો, જીવડા શીદ સત્ય માને;
વ્યાસ વદે દુનિયા દો રંગી, જ્ઞાની ધરે નહીં કાનેરે. છા. ૫

## પદ. ૮

ચાતુર નર ચેતો, કળીને ચોબન આવ્યું;
પાકી ઝમાવટ થઇ ગઈ એની, જેમ કર્યું તેમ ફાવ્યુંરે. ચા. ટેક.
ચોબનમાં અતિ ઉતપાત માંડયો, સૌની રૂદે વશીયો;
ભલ ભલાને નાંખ્યાં ભમાવી, રમણુ ચઢયો એ રશીયોરે. ચા. ૧
ઉત્તમ વરણુ બ્રાહ્મણુની તે, બ્રાહ્મણુ કીધા લોભી;
ક્ષત્રી શુરા શીતળ બનાવ્યા, થથરી બેઠા થોભીરે. ચા. ૨
વિવેક હીન વૈશ્યોને કીધા, જેમ ગમે તેમ ચાલે;
શુદ્રોને તો શ્રેષ્ટ બનાવ્યા, મન માને તેમ મ્હાલેરે. ચા. ૩
બ્રહ્મચારી થયા ભારે ભોગી, ભોગ ભોગવે ભારી;
પરછાયો લેવો કહ્યો નથીતો, સદા સેવામાં નારીરે. ચા. ૪
સંન્યાશીયે સંચીત કીધાં, ત્યાગીએ તરછટ ઓઢયું;
વલ્લભ વદે એ કળીયુગડાચે, રીતવંત વિશ્વને રોળ્યુંરે. ચા. ૫

## પદ. ૯

કળયુગ કુકરમી, ધરમીનો ધંધો લૈ બેઠો;
સરવે જીવનું ભુંડું તાકી, જ્યાં ત્યાં પુરણુ પેઠોરે. ક. ટેક.
લોકીકના વ્હેવારે પેસે, તેનું દુખ નહીં દલમાં;
પણુ વાળ્યો ધરમમાં ધબડકો, પાપી કીધા પલમાંરે. ક. ૧
તેનો તંતજ લાગ્યો મુજને, અંતજ લેઉં તાહારો;
ઉધાડો ઉઠયો છું જગમાં, કાં જીતું કાં હારોરે. ક. ૨
માન્ય મળો અપમાન મળો પણુ, સહુ જીવને ચેતાવું;
ચેતોરે ચેતો મુજ બંધુ, સત્ય વાત સમજાવુંરે. ક. ૩
વેદ વિદ્યાનાં પ્રમાણુ આપી, પ્રતિમાયોને નંદી;
કુતર્કે શાસ્ત્રો કહે ખોટાં, જાગ્યો જુલમ ફંદીરે. ક. ૪
બ્રાહ્મણુ શુદ્રો સરખા માન્યા, ભૌતીક ગણીયા સરવે;
પુનરલગ્નનું પાતક નથી, એમ ગોઠવીયું ગરવેરે. ક. ૫
કાં સૌ જીવને બ્રહ્મ ઠરાવ્યા, ભગવત ભક્તિ છાંડી;
અન્ય દેશી ઉચાટ નથી પણુ, ગુજરાત કીધી ગાંડીરે. ક. ૬
વેશ ધરી વસ્તિમાં વશીયો, ગ્રસ્થીનાં ઘર ઘાલ્યાં;
સંસારીનું ખંડન કીધું, જેમ ચલાવ્યા તેમ ચાલ્યારે. ક. ૭
ત્યાગપણું દરસાવીને તું, બેઠો ગાદી તકીયે;
પંખા કરાવ્યા ચમર ઢળાવ્યાં, ઝાઝું શું કહી શકીયેરે. ક. ૮

સંસ્કૃત ભાષા ભાંખી તેથી, સરવે માન્યું સાચું;
મતલબ માનવીએ નવ સોધ્યો, કર્યું કાળજુ કાચુંરે. ક. ૯
ધરમને નામે ધન ધુતીને, ગુપ્ત મેળવી મુડી;
ભાઇયો ભોળપણે ભોળવાયા, ક્યાં બુદ્ધિ ગઇ બુડીરે. ક. ૧૦
મમ ભાષણ અવળું ભાસેતો, સમે સમાગમ કરશું;
દ્વેશ રહીત મળજો હળજો ભાઇ, નિતી સર આચરશુંરે. ક. ૧૧
ન્યાયમાં આવે સંભવિત ભાસે, તવ સત્ય કહેજો વિરા;
ન જાણશો નિંદા કરૂછું, થાશો માં અધીરારે. ક. ૧૨

## પદ. ૧

વેચશું ભક્તીના નાંણાંરે ભાઇ. એ રાગ.

માયામાં ક્યાં સુધી મરીયે, વિચારો વિરા, માયામાં ક્યાં સુધી મરીયે. ટેક.
જનમ્યા પદી રઢ લાગી રમવાની, પછી નિશાળ સંચરીયે;
તે પછી રસ લાગ્યો રળવાનો, જ્યાંથી ત્યાંથી ધન હરીયે. વિ. ૧
પ્રપંચ પાપને પાખંડ જુઠથી, લાવી લાવીને ઘર ભરીયે;
તોપણ ત્રષ્ણાનો છેડો ન આવે, શાન્તી સંતોષ કવ ધરીયે. વિ. ૨
લક્ષ્મી વધે તેમ લોભ વધવાનો, કુડ કપટથી ના ડરીયે;
વ્યાસ વલ્લભ વદે વિત્યે વિમાસો, કીયા જનમમાં તરીયે. વિ. ૩

## પદ. ૨

ફાટયા ફાટયા બહુ ફરીએરે, લક્ષ્મીથી, ફાટયા ફાટય બહુ ફરીયે. ટેક.
હમતા મમતાને હંકાર ઉપજે, ગ્હોટમનાં વેણ ઓચરીયે;
રળવાનું રટણ રાત દીન ચાલે, આ કર્યું ને આ કરીયેરે. લ. ૧
નીરધન કને થૈએ કુલીને ફાળકો, વાત કોની કાને ન ધરીયે;
સંત પુરૂશને જાણીએ ભીખારી, જ્ઞાન ગમ પેટમાં ન ભરીયેરે. લ. ૨
ધરમ કંરમના કાને પડે શબ્દો, પણ તેને ના અનુસરીયે;
છેવટ હાંઇનું હાંઈ મુકી દઇને, આવ્યા એવા સંચરીયેરે. લ. ૩
બીજા જનમમાં પણ એનું એ, કોઇ ઠેકાણે ન ઠરીયે;
વ્યાસ વલ્લભ વદે વિચારો વિરલા, ક્યાં લગી આનુ આ કંરીયેરે. લ. ૪

## પદ. ૩

પરબ્રહ્મે પ્રેરણા કીધી, એ ગુરૂ મ્હારા, પરબ્રહ્મે પ્રેરણા કીધી. ટેક.
કાળા અક્ષરને કુટી મારૂ હું, નથી કોયે વિદ્યા દીધી,
શાસ્ત્ર પુરાણ કે વેદ ન જાણું, નથી કોની દીક્ષા લીધી. એ. ૧

ગીતામાં કૃષ્ણે પુરી છે સાક્ષી, જ્ઞાનની ગોળી પોધી;
સત્ય નિત્ય વસ્તુ સેહેજે દેખાડી, સમજાણી લીટી સીધી. એ. ૨
નથી શોધ્યા સંત સાધુ કે મ્હાત્મા, નથી શોધ્યા નવ નીધી;
વ્યાસ વલ્લભ વદે મને બનાવ્યો, જેવો પંચમુખનો વિધી. એ. ૩

પદ. ૪

જ્ઞાન વિનાનું ઘેહેલું, ભજન છે, જ્ઞાન વિનાનું ઘેહેલું; ટેક.
જાડી બુદ્ધીના જટ જેવા ભગ્તો, નામમાં સમજ્યા છે સહેલું.
કુદશું નાચશું ને તાબોટા પાડશું, આવશે વૈમાન વેહેલું. ભ. ૧
ઝાંઝો વગાડશું ને રાશ લીલા માંડશું, વૈકુન્ઠ પામશું પેહેલું;
કેહેતા દીવાનાને સુનતા દીવાના, વ્યાસ વદે એતો મન મેલુ. ભ. ૨

પદ. ૫

કેમ નથી લાગતી ચટકી, આ ચિતમાં, કેમ નથી લાગતી ચટકી. ટેક.
નફ્ટ નઠોર કહી કહીને થાકયો, ગાળ દઇ નાંખ્યો ઝટકી;
નિરલજ લાજ વિનાના જીવડા, અટકાવ્યે ન રહ્યો અટકી. આ. ૧
વિત વનિતાને વસ્તાર વ્હાલાં, રહ્યાં રૂદયમાં ખટકી;
મરણે તારી કને નહી રેહેવા દે, સોના રૂપાની કટકી. આ. ૨
જમડા ઝાલશે અન્ય દેહે ઘાલશે, તવ જશે કાળજું ફ્ટકી;
પશુ પક્ષીમાં અવતાર આપશે, મરવાનો ભટકી ભટકી. આ. ૩
દેહ ગયે દુનીયા ગઇ જાણજે, લાલચે રેહેવાનો લટકી;
વ્યાસ વલ્લભ વારી વારીને વારે, આ જનમે જા છટકી. આ. ૪

પદ. ૬

મતલ બની છે યારીરે, દુનીયાં, મતલબની છે યારી. ટેક.
સામાનો ગુણ કરેલો જાય ભુલી, પોતાનો રાખે સંભારી;
સ્વારથ હોય ત્યારે મીઠડું બોલે, પછી ઉભો રે લાત મારીરે. દુ. ૧
કરવું પડે ત્યારે બતાવે બાનું, કરાવવામાં ત્યારી;
માયાના ભોગીને માયાથી મતલબ, નરક તણા અધીકારીરે. દુ. ૨
કાં ગુરૂ ચેલા કાં ભાઇ ભગની, કાં પુત્ર પીતા નર નારી;
કાં ખાનદાન રંક કાં રાય રહીઅત, કાં ચોર ચાડીયા જુગારીરે. દુ. ૩
સગાં સહોદર સ્નેહી સ્વારથીયાં, જનમથી વ્રતી નઠારી;
વ્યાસ વદે શીખ સપુત જનને, બીજાને જેવી કટારીરે. દુ. ૪

પદ. ૭

શાન્તી રહેવાને સત્સંગ છે, સંસારમાં, શાન્તી રહેવાને સતસંગ છે. ટેક.
માળા કરો પણ મન રહે ભમતું, એવો તે મનડાનો ઢંગ છે;
ખાવું પીવું પંચ વિશય ભોગવવા, હરનિશ એજ ઉમંગ છે. સં. ૧

બાળપણ જેને આવે જોબનીયું, જોબન પતંગનો રંગ છે;
સાચા સોધન વણ સાચુ નથી મળતું, ઉપરના બીજા બધા બંગ છે. સં. ૨
જીવ વિના ખોળીયું, કીર વિના પાંજરૂ, તેમ જ્ઞાન વણ ભગ્તી ભંગ છે;
વ્યાસ વલ્લભ વદે સંતજન સમ્જો, જ્ઞાન વણ ભગ્તી અધંગ છે. સં. ૩

## પદ. ૮

ખોળીયામાં કોણ બોલનારોરે. ભાઇતું, ખોળીયામાં કોણ બોલનારો. ટેક.
સાંભળે તે બોબડાને બોલે બ્હેરો, સમજે છે તે કોણ ધારો;
હાડ છે માંઉસ છે કે ચામડી છે, તે શી વસ્તુ છે વિચારોરે. ભા. ૧
પોતાને પોતાનું ભાનજ નથી તો, પરને કયાં સંભારો;
આત્માના જ્ઞાન વણ તે જ્ઞાન કયાંથી, આંખ મીચી શું પોકારોરે. ભા. ૨
જ્ઞાન વણ ભગ્તી પોપટ જેવી, ભોળાં ન ભરમાવિ મારો;
વ્યાસ વલ્લભ વદે સમજ્યા હોતો, આટલો સંદે નીવારોરે. ભા. ૩

## પદ. ૯

શું તું ઘુમે છે ગુમાનીરે, ગર્વમાં, શું તું ઘુમે છે ગુમાની. ટેક.
ગર્વ નથી રહ્યા રાજા રાવણનો, તારો કયાં રહેશે મસ્તાની;
દુર્યોધન સરખા રોળાયા રણમાં, જતી રહી ખાન દાનીરે. ગ. ૧
છાંયો ત્યાં તડકો તડકો ત્યાં છાંયો, મીથ્યા હંપદ લેછ માની;
તરે તરેના તને તરંગ ઉઠતા, જોતામાં જાશે જવાનીરે. ગ. ૨
છોકરાં છૈયાંને કુટુંબ કબીલો, સરવેની નાશ થવાની;
કોનું નથી રહ્યું તો તારૂં કયાં રહેશે, ગામ ઠામ નામ નીશાનીરે. ગ. ૩

## પદ. ૧૦

નામો રહ્યાં છે હરીજનનારે, વાંચીજો. નામો રહ્યાં છે હરીજનના. ટેક.
નિરધન બ્રાહ્મણ નરસાઇ મેહેતો, સંભારે વસ્તીના વનના;
રોઇદાસ પીપો પ્રલાદ ધ્રુજી, સાચા ભગવત ખરા તનનારે. વાં. ૧
હરીશ્ચંદ્ર પાંડવ મીરાંને શબરી, નિરમળ સાચા મનના;
નરભો અખોને ધીરો ધરમદા, વ્યાસ વદે નામ નથી ધનનારે. વાં. ૨

## પદ. ૧૧

ગુમડુ ફાટયુંને વૈદ વ્હેરી, જગતમાં, ગુમડુ ફાટયુંને વૈદ વ્હેરી. ટેક.
ગર્ભમાં હતો ત્યારે ગોવિંદ ગાતો, બહાર આવીને બન્યો લ્હેરી;
ઓરનો હોડો હરી કર્યો આઘો, ફાટયો પછી પોશાક પ્હેરી. જ. ૧
જઠરામાં બળતો જીવાડયો ધણીયે, તે ભુલી લાલે ડેરી;
વલ્લભ વદે ગુણ ચોર ગુમારતું, શું ફરે આંખો ડેહેરી. જ. ૨

### પદ. ૧

### સામેરી રાગની ઢીન્ડી.

અલ્યા નાસ્તિક થા આસ્તિક, જીક મેલને પરી;
થાભીરે ઠીક રાખી બીક, સમરી લે તું હરી. ૧
રાખે શ્રદ્ધાય તો શું જાય, ખાય ખોટ શી ખરી;
અ શ્રદ્ધા હોય લાભશું તોય, શાં ઘર દીધાં ભરી. ૨
આસ્તિકે ક લાભ નાસ્તિકે લાભ, નથી દીસતો જરી;
મુરખઇ હરૂડ રાખે મુંડ, તે શું સરસઈ કરી. ૩
મન મલકાય પાપે પલકાય, એતો ઉઠયો અરિ;
વદે એમ વ્યાસ, થા હરદાસ, સુમતે જા માં મરી. ૪

### પદ. ૨

ભજ એક નામ સીતા રામ, તારે કામ ઘણું;
એ વણુ જીવ ન થાય શિવ, ભુલ નહીં ક્ષણુ. ૧
ચેત ચેત ચિત્ત કરી પ્રિત, આવી વેળા અણુ;
ચકોર થા તું ગોવીંદ ગાતું, નામ તારણુ તણું. ૨
ભજન ભીંત ખરી રીત, ચણો ને હું ચણું;
વદે મુખ વ્યાસ કરી કયાસ, નામ ભણોને ભણું. ૩

### પદ. ૩

જપ જગદીસ નામી શિષ, ઈશ રીઝે અતિ;
આ સંસાર સરોધાર, કદી રેહેતો નથી. ૧
રેહેશે કાંઇ ધર્મ શુભ કર્મ, પર્મ પદની મતિ;
રાખીશ હિત નીત્યા નીત્ય, તો ત્યાં થાશે ગતિ. ૨
બાકી માત તાત ભગનિ ભ્રાત, તથા પત્નિ પતિ;
જમ તણો માર તે ખાનાર, નથી તારી વતી. ૩
વલ્લભ રામ દેછે કામ, નામ રટ બે રતિ;
જપે જગરાય તો રોકાય, કુડી કૃતી થતી. ૪

### પદ. ૪

અલ્યા કુટીલ ન કર ઢીલ, ધર્મે ધાતાં ધાતાં;
ગયા મુકી પોક વદ્ધ લોક ખત્તા ખાતાં ખાતાં. ૧
વાસ્યાં ઘણાં ગામ બાંધ્યાં ધામ નામ તોયે જાતાં;
કિરતી પ્રચંડ રહી અખંડ, ગોવીંદ ગાતાં ગાતાં. ૨

ગયાં ધનવાન ગયાં બળવાન, ગયાં મદનાં માતાં;
ગયાં ગુણવાન ગયાં રૂપવાન, ગયાં રાતાં તાતાં. ૩
તુંએ કયાં રહીશ તું પણ જઈશ, વિચાર વહા થાતાં;
જશે વ્યાસ ઠાંમ, અલક રામ, રસ પાતા પાતાં. ૪

પદ. ૫

ભજ ભગવાન પામી જ્ઞાન, માન્ય મુકી પરૂ;
ભવ ભટકાય દીવશ જાય, ખુએ ખરેખરૂ. ૧
ફરે થઇ લાલ તુંતો હાલ, કાલ આજમાં મરૂ;
સમજ બ્હોત નજીક મ્હોત, તોયે કેમ ના ડરૂ. ૨
આ જંજાળ છે વિકરાળ, આળ શીદને હરૂ;
વદે મુખ વ્યાસ થઇયે દાસ, વિઠલ વરો વરૂ. ૩

પદ. ૬

માયા તણો ફંદ મુકી અંધ, મુકંદ ગાને ઘણો;
ધરી મન ટેક રાખ્ય એક, આશ્રય હરી તણો. ૧
આ જે માત અને જે તાત, ભ્રાત મિથ્યા ભણો;
સુંદરીને સુત સગાં તુત, તેનો મોહજ હણો. ૨
ભુલ્યો ભવ માંય પુલ્યો હાંય, જેવો જળમાં ચણો;
જઈશ જમ હાથ વ્યાસની વાત, કોઈ વિરલા ચણો. ૩

---

## ઠુમરી. ૧

રામન અયેરામ જનકપુર એ રાગ.

માયામાં મરવાનો મુરખ તું, માયામાં મરવાનોરે. મા. ટેક.
મંદીર માયા મહુરતી માયા, મ્હાત્માની કાયા માયારે;
તેરે માયામાં લપટાઇ રહેલો, તે કેમ હોય જગ રાય રે. મા. ૧
માયાતીત પદ મોક્ષ મનાયે, અવર પદ તે જુઠુરે;
અવળું ભાસ્યે અવળું થાશે, તસ્કર ભાસ્યો ઠુંઠુરે. મા. ૨
તસ્કાર ચૈતન્ય ઠુંઠુ જડછે. તે વિવેક નવ સુજ્યોરે;
ગુરૂ કૃપા વણ વલ્લભ વદેછે, બુદ્ધિ વગરનો બુજ્યોરે. મા, ૩

## ઠુમરી. ૨

ગુરૂ ગુરૂ કહી ગોથાં ખાધાં, ગુરૂની ગમ કંઇ નાવીરે. ગુ. ટેક.
ગુરૂ બ્રહ્મા ગુરૂ વિષ્ણુ, ગુરૂ દેવ મહેશ્વરરે;
ગુરૂ સાક્ષાત પર બ્રહ્મ કહીયે, સત્ય ગુરૂ સરવેશ્વરરે. ગુ. ૧

ગુરૂએ ગુરૂ પોતાને મનાવ્યા, તે ગુરૂ ક્યાંથી આવ્યોરે;
મુળ સ્વરૂપની ગમ પડીતે, જ્ઞાન ગુરૂ ક્યાંથી લાવ્યોરે. ગુ. ૨
આદ્ય ગુરૂની ગમ નથી જેને, તેને ગુરૂ કેમ કહીએરે;
વલ્લભ વદે ભરમાયા ભ્રમીતો, વિવેક વચનને ગ્રહીએરે. ગુ. ૩

## ઠુમરી. ૩

સુલટા કોન સમજાવે ગુરૂબીન, સુલટા, કોન સમજાવેરે. સુ. ટેક.
સરવ દેશી ગુરૂ સમજાવે સુલટા, ઉલટા કરે એક દેશીરે;
સરવ દેશી સો હોય સંસારી, એક દેશી ત્યાગ બેશીરે. સુ. ૧
જન્મ લીયા તાકા અનુભવ નાહીં, ઓર અનુભવ કાંસેરે;
બ્યાસ કહત સબ મ્હોકી બાતાં, સમજ લીયા કાયમાંસેરે. સુ. ૨

## ઠુમરી. ૪

સમજ્યા વિના સૈ સાધન ખોટાં, પોથાં થોથાં તે ગોથાંરે. સ. ટેક.
વેદ ભણો શટ્ શાસ્ત્ર ભણો વળી, ઉપનિષદ્ પુરાણોરે;
જ્ઞાન તણી જેને ગમ નથી તેને, પરબ્રહ્મ નહીં પરખાણોરે. સ. ૧
વિદ્યાની યુક્તિથી નહી મુક્તિ, વેદ વચન ઉઘાડુંરે;
તેમ છતાં લાગી જીવને ભ્રમણા, કળયુગનું એ આડુંરે. સ. ૨
કુપંથી પંથના તંતજ લાગ્યા, અંત લગી એનું એરે;
વલ્લભ વદે પ્રિય પદ માયાનું, તેને રહે તેનું તેરે. સ. ૩

## ઠુમરી. ૫

નાહીં દેખાસો નીરાકાર કેહેતા, માયાવી સાકર ગાવેરે. ના. ટેક.
કબુતર દેખે નહીં ચંદકું, ઘુવડ દેખે નાહીં ભાનુરે;
અનુભવી સો ઓર દેખતહે, જાનત ચારૂ પરમાનુંરે. ના. ૧
અંધા દેખત નાહીં નગરીકું, બસ્તી હેયુ જાનેરે;
દેખા બિના આકાર કયા કેહેવે, બસ્તુતાએતો માનેરે. ના. ૨
ખરભડ સુનકે કબુલ કરતહે, ના કેહેવેતો કાં જાવેરે;
બ્યાસ કહત યું અજ્ઞાની અંધા, કાસે માલીક દેખલાવેરે. ના. ૩

## ઠુમરી. ૬

વિવેકહીન તે વ્યાપક કેહેછે, વિવેકી કેહેછે ન્યારોરે. વિ. ટેક.
વ્યાપક કેહેતાં વિચાર ન સુજે, કહે સચરાચર વ્યાપ્યોરે;
કહે છે અણુ સ્થળ નહીં તે વિના, સર્વમાં ઇશ્વર થાપ્યોરે. વિ. ૧
આ સિદ્ધાન્ત જો સત્ય સ્થાપીયેતો, નિર્લેપ નિરંજન જુઠોરે;
માયાતીત નામ થઈગયું મિથ્યા, બોલે બુદ્ધિ વણ બુઠોરે. વિ. ૨

શું મળમુત્રમાં શું ગર્ભવાસમાં, શું શ્રોણીતમાં શુભ સ્વામિરે;
કેહેતાં જીભલડી છેદવી જોઇએ, વ્યાસ ગયો ત્રાસ પામીરે. વિ. ૩

## પદ. ૧

નાથ કેસે ગજકો બંધ છોડાયો. એ રાગ.

શંકામાંથી શાન્ત પમાડો ઓ મ્હાત્મા, હું તે છું શી વસ્તુ જીવાત્મા. ટેક.
કોહો છો તે સાંભળીને સમજુ છું, સમજનારી શી વસ્તુ;
હાડ કાષ્ટ કે ધાતુ મ્રતીકા, અગ્ની અકાશ અમસ્તુ. શંકા. ૧
વારી કે વાયુ શી ચીજ કયાં છું, કાર્ય કે કારણ ધારો;
કારણનું તમે કાર્ય કહો તો, કાર્યનો કોણ કરનારો. શંકા. ૨
કરનાર કોઈ છે એમ કેહેશો તો, કરતો ધણી તે કયાં છે;
કેવો છે ને વળી કેવડો છે, હાં છે કે કેં ત્યાં છે. શંકા. ૩
એ શી વસ્તુ ને એ શું પદારથ, નહી વસ્તુ તો કોણ કરતા;
તે નહીતો આપણે શી વસ્તુ, પ્રત્યક્ષનું ઓચરતા. શંકા. ૪
આ બે પ્રષ્ણ નીરશંક કરો તો, માહાત્માને ગુરૂ માનુ;
શંકા ન ટાળો ને ક્રોધ કરો તો, ધુતવા બીગાડુ બાનુ. શંકા. ૫

## પદાર્થ.

આ પ્રષ્ણ પુછનારનું પુછવું એવું છે કે હે માહાત્મા પુરૂશો તમો અમોને બોધ કરો છો તે સાંભળીને જે હું સમજુ છું તે હું સમનાર શી વસ્તુ છું? અથવા શી ચીજ છું? અથવા શું પદારથ છું? એટલે હાડકું છું, કે લાકડુ છું, કે તાંબુ રૂપુ કે સોનુ એવી કોઇ ધાતુ છું, કે પ્રથવીનો ભાગ કાંઇ મ્રતીકા છું, અગ્ની છું કે કાંઈ પણ ચીજ નહી એવું આકાશ છું? વળી જળ છું, વાયુ છું, કે શું છું? બીજું હું તે કોઈ કારણ છું કે કોઇ કારણનું કાર્ય છું? જો કોઈ કારણનું કાર્ય હોઉં તો કાર્યનો કરતા કોઇ હોવો જોઈએ. જો કોઇ કરતા છે એમ કેહેશો તો તે કરનાર કેઇ જગોએ છે, કેવો છે ને કેવડો છે. અને તે હાંઇ છે કે બીજે કઇ છે. તેમ તે શી વસ્તુ છે. જો તે કાંઇ વસ્તુ નથી તો કરતા કોને (શાને) કોહો છો. જો તે ન કહો તો આપણ બે જે પ્રત્યક્ષ બોલીયે છીએ ને સમજીએ છીએ તે શી વસ્તુ છીએ. આ બે પ્રષ્ણનો ઉત્તર શંકા રહીત આપો તો તમને માહાત્મા ને ગુરૂ માનું શંકા ન ટાળો ને ક્રોધ કરો તો તમે ભોળાઓને ધુતવા સારૂ વેશ ધરીને ખરા માહાત્માઓનું બાનુ બગાડયું. એમ કહીશુ માનીશું ને ઝાહેર કરીશું.

## પદ. ૨

સો મણ તેણે દીવા વિના અંધારૂ;
તેમ જ્ઞાન વિના વેદ ચારૂ. સો. ટેક.
શ્રુતિ સમૃતિ અને ઉપનિષદ, શાસ્ત્ર પુરાણો લ્યો ભાળી;
અનંત તારાપણ ચંદ્ર વિનાની, નહીં રૂજની અજવાળી. સો. ૧
જ્ઞાન વિનાની વૈરાગ્ય ભક્તિ, ક્ષુધા વિના જેમ ખાણું;
અનંત ચંદ્રને અનંતદીપક પણ, સુર્ય વિના નહીં વાહાણું. સો. ૨
વર્ત વર્તુલાં વિદ્યા સંત શેવા, શુભ ધર્મ કર્મની કરણી;
વલ્લભ વદે જ્ઞાન વિના કરેતે, નહીં કદી પાર ઉતરણી. સો. ૩

## પદ. ૩

ઉકળે જળમાં તોપણ ગાંગડુ કાચો;
જેને બોધનો શોધ નહીં સાચો. ઉ. ટેક.
તેમ ધરમમાં કરો દોડા દોડ, ચાહ્ય કુદો ચાહ્ય નાચો;
પણ જ્ઞાન વીના જીવ ગળે નહીં, ચાહ્ય જીભે જીભે જાચો. ઉ. ૧
જળમાં માંછલી પણ રહી તરશી, તો તે જળે શીદ રાચો;
આચાર રહ્યોને વિચાર ગયો છે, વ્યાસનો ટુંક તમાચો. ઉ. ૨

## પદ. ૪

મુમુક્ષુને અધિકારી અનુભવ જાણે;
સર્વ બ્રહ્મ સિદ્ધ શબ્દ પ્રમાણે. મુ. ટેક.
સચરાચર બ્રહ્મ રમી રહ્યો છે, અણુ જગો નહિ ખાલી;
અદ્વૈત આત્મા એજ પરમાત્મા, દ્વૈત ભાસ્યું અજ્ઞાન ફાલી. મુ. ૧
કનક એકના ઘાટ અનેક છે, શશિ પ્રતિબિંબ નહીં જુદુ;
ગટમઠ રૂપી ઉપાધી અતિપણુ, આકાશ એક સમુદુ. મુ. ૨
સ્થુળ સુક્ષમને કારણ દેહનો, જાણવા વાળો બ્રહ્મછે;
જાગ્રત સ્વપ્નને શુસુપ્તિની, વ્યાપક બ્રહ્મને ગમછે. મુ. ૩
અવર માન્યું અજ્ઞાન આવણથી, અંતઃકરણની ઉપાદી;
ભાંગ પીને ભુલ્યો ભાન પોતાનું, તેણે થયો દ્વૈત વાદી. મુ. ૪
કસ્તુરી મ્રગની નાભીમાં પણ, અજ્ઞાને તરણાં સુંગે;
કુંઠામાં ચોર ભાશી રહ્યોછે, ચુપ વલ્લભ આ યુગે. મુ. ૫

## પદ. ૧

રાતલડી કોની સંગે જાગ્યા. એ રાગ.

અરે એનો કોનું ધ્યાન ધરો છો,
ધરોછો તેનું વરણન કયાં કરો છો. અરે. ટેક.
સમરો તેનું કિયું ગામને કયાં ઘર છે, ઉત્તર દક્ષીણ પશ્ચીમ કે પુરવ પરછે,
જાણતાં હોતો કહો કયાં વિશ્વંભર છે. અરે. ૧
નીરાકાર કેહેશો તો જાણ્યો શી રીતે, સાકર કહો તો ખટ વિકારી નીતે,
તેનું નીરૂપણ આપો ચોખ્ખે ચીતે. અરે. ૨
વ્યાપક કોહો તો શંકા ઘણેરી ઉઠે, વસ્તુ એક તો કયાંથી અનેક પુંઠે,
સંભવે નહી તો તે ગણાશે જુઠે. અરે. ૩
સર્વોત્માને સત્ચીદા નંદ કહેશો, તેની સાથે લક્ષણ કયાં મેળવી દેશો,
અંતરયામીપણું કયાં માની લેશો. અરે. ૪
નીરગુણ કેહેશો તો ગુણ વિનાની વસ્તુ, તેનું ધ્યાન સરવ કરી દે ખસ્તુ,
નહી ગુણ તે કોણ સમરે અમસ્તુ. અરે. ૫
આ વાત કરો તો જાણીતાં છો તેનાં, નહી તો સહુ નામ ભગત છો એના,
કરો છો બોધ પણ જાણીતાં શેનાં. અરે. ૬
કેહેશો નામ સમરણ ઉત્તમ કાહાડયું, કાહાડયું પણ તે નામ કોણે પાડયું,
જાણતાં નથી તો શું આ ધાંધલ માંડયું, અરે. ૭
નાહક ભગ્તી દેખાડવાના ભાવી, લેવો છે જસ જગ્તમાં કીરતી કરાવી,
જાણતાં હોતો સર્વ બીના દો બતાવી. અરે. ૮

## પદ. ૨

ભગતડા ભગવત નામ લજાવ્યું;
વિષય વાણી ગાઇ ગાઈ ગામ ગજાવ્યું. ભગતડા. ટેક.
ભગત થઇ જગતને પુરા નડીયા, જોઇ જોઇ સૌ જીવ એ ગ્રંથ ચડીયા;
પ્રભુની સ્તુતિ ગાતાં શું ઘા પડીયા. ભગતડા. ૧
વૈરાગ ઉપજે તેવી વાણી ગાને, વિષય મોહ મરે તેવી જીભ વ્હાને;
દયા દીનતાના સ્વરૂપે તું થાને. ભગતડા. ૨
સુ કંઠથી વાજીંત્ર જગત જગાડયું, નોહોતું લક્ષ તે લક્ષ જીવને લગાડયું;
પોતે બગડી આ દુનીયાનું બગાડયું. ભગતડા. ૩
ઠગાઇ તારા મનની તેં રાખી ડરબી, મુકીદે તું વિષયી ગરબાને ગરબી;
વદે વ્યાસ ચંડાળને ચઢી ચરબી. ભગતડા. ૪

પદ. ૩

ઘોઝારા અવળ પંથે તું ચડીયો;
હવે તાહારી ગંણાવા માંડીછે ઘડીયો. ઘોઝારા. ટેક
જનમ ધરી કરવાનું ન કર્યું ભાઇ, ન્હોતી કરવાની તે કીધી કમાઈ;
છેવટ ત્યાંની ત્યાં મુકી લક્ષ્મીબાઈ. ઘોઝારા. ૧
પ્રભુની ગાયછે વિષય વાણી, ઉપજે મોહ તેવી મતલબ સેલાણી;
સ્તુતિ રૂપ ગાતાં તો ઉંઘ ભરાણી. ઘોઝારા. ૨
ભગત થઈ વાજ્યા ગાયનમાં ગોટા, ઉપાડયા રાસ મંડળ ખેલ ખોટા;
જરૂર ખાઇશ જમકિંકરના સોટા. ઘોઝારા. ૩
વ્યભિચારી ગાંણુંથી મરીયાદ લોપી,રાખે શીષ ચોટલા ચેરાને ટોપી;
વદે વ્યાસ કેહેછે તું કૃષ્ણુની ગોપી. ઘોઝારા. ૪

પદ. ૪

જીવલડા આવ્યો છુટવાનો છેડો;
તોયે નથી મુકતો માયાનો કેડો. જીવલડા. ટેક.
નાહક દોષ દેછે માયાને માથે, નથી તે વળગતી તું વળગછ હાથે;
તોયે તેમાંની નહીં આવે તુજ સાથે. જીવલડા. ૧
ગરભનું ને ઘડપણનું દુખ જોયું, તોયે કાચી કાયા ઉપર મન મ્હોયું;
અમુલ્યમાં અમુલ્ય આયુષ ખોયું. જીવલડા. ૨
આખર આવી તોયે ઔષધીયો શોધી, એવો કીયો મળીયો મુરખ બોધીં;
થયો નહીં આશા ત્રષ્ણુાનો વિરોધી. જીવલડા. ૩
નફટ ફટ ફટ તુજને ધીક ધીકરે, વલ્લભ વદે ધર કાંઇ હરીની બીકરે;
ખોઇશ થાળી ખાવાનું થાશે ઠીકરે. જીવલડા. ૪

પદ. ૫

જીવલડા જન્મ ધરી શું જોયું;
માયાને મોહી અવનીમાં આયુષ ખોયું. જીવલડા. ટેક
આવ્યો મનુષા દેહે હોંશ ધરીને, ટાળવું જન્મ મૃત્યું સુકીત કરીને;
મુકી મમતા તું સમર શ્રી હરીને. જીવલડા. ૧
ગરભમાં હરીપદ ઉત્તમ જાણ્યું; પછી તારૂં માયાએ લક્ષ તાણ્યું;
પડયો પંચ વિષયમાં સુખ માણ્યું. જીવલડા. ૨
હવે યમદુતથી કેમ બચાશે, કર્યું જેજે કાર્ય તે સઘળું કચાશે;
કેટલું રહીશ જઈશ તું પાંચ પચાશે. જીવલડા. ૩
પછી તારો અવર ઉપાય નહીં ચાલે, તુને તારૂં સગુ શું ટેકો ત્યાં આલે;
વદે વ્યાસ વાહાલાં ગર્દન તને ઘાલે. જીવલડા. ૪

પદ. ૬

દીવલડો ગયોને થયું અંધારૂં;
પછી સગું દ્રષ્ટે પડે નહીં તાહારૂં. દીવલડો. ટેક.
દીઠુતું તેં તાહારૂં તે પડશું ખોટું, ધણીની ઘેન ગોવાળ કર સોટું;
નિત્ય સ્વપ્ન જેવું તેવું આ મ્હોટું. દીવલડો. ૧
તેવા સ્વપ્નને તું માની બેઠો સાચું, અપુર્ણ જ્ઞાન ત્યાં સુધી કાચું;
માટે માયા દેખીને મનથી રાચું. દીવલડો. ૨
ભોલ્યા કયાંથી આવ્યોને કયાં તું જવાનો, કણનો વ્રક્ષ વક્ષનો કણ તું થવાનો;
નહીં તું નીવૃતીએ બેસવાનો. દીવલડો. ૩
જનમને મરણ તણું દુઃખ મ્હોટું, જુએછે જગમાં તોયે તું લોટું;
વલ્લભનું વેણ માનીશ માં ખોટું. દીવલડો. ૪

---

પદ. ૧

અંબાજોયાની આડીરે. એ રાગ.

દુરી જન હરી જનને ભાળીરે, ભલે કરે ચેષ્ટાળી. ટેક.
લોભી ધોબી ધોવસમણ માગે, મફતીઓ ધુએ ખંખાળીરે. ભલે. ૧
મેલુ ઓહોળે પણ પાપ કુણ ઓહોળે, જનમો જનમનાં દે ટાળીરે. ભલે. ૨
વંદનાર છે પણ નંદનાર કયાં છે, કરેલાં કુકત લે વાળીરે. ભલે. ૩
સત્યથી રહેવું ને સત્ય કેહેણ કેહેવું, દુષ્ટ દેવા દન દન બાળીરે. ભલે. ૪
વ્યાસ વદે ભગ્તે નીરભય રહેવું, તમ તુલ્ય કોણ ભાગ્યશાળીરે. ભલે. ૫

પદ. ૨

છોને જગ કરે ચરચારે, કેમ ડરે તું ટરચા. ટેક.
લોક કેહેણીથી શું લાજ લાવે, કર્ય કપોળે ઉભા કરચારે. કેમ. ૧
ન રહીશ ફંદે છો લોક નંદે, શુભ શોભશે માળા અરચારે. કેમ. ૨
ભગ્ત ચીન્હ કરવું તેમાં શું ડરવું, ખરૂં માન ખોખલા ખરચારે. કેમ. ૩
વ્યાસ વદે ખરૂં કહ્યામાં લાગે, મુરખની ગાંડે મરચાંરે. કેમ. ૪

પદ. ૩

કયાં લોકનું બોલ્યું ગણીયેરે, એક બ્રહ્મને ભણીયે. ટેક.
અવળું સુજ્યું તેને સવળુ ન ભાસે, અંહતાને મમતા હણીયેરે. એક. ૧
પુર્વના પ્રારબ્ધ તુલ્ય સુજી આવે, પુત્રાનાં રણુ કાઢયાં સાણીયેરે. એક. ૨
સત્યસંગ વીના સમજણ કયાંથી, છણ્યાએલું ગુમડુ કયાં છણીયેરે. એક. ૩
લોક લવારીમાં લક્ષ ન દેવું, રેહેવું છે ભાલાની અણીયેરે. એક. ૪
વ્યાસ વદે રહે કઠણ કરીને, કપુતની કેહેણી ન શણીયેરે. એક. ૫

પદ. ૪

જેને નીંદા પર પ્રીતીરે, એતો અસુરની રીતી. ટેક.
ખરૂ કહે તેને નીંદા ન કહીએ, જુઠુ વદે જીભે ઝીતીરે. એતો. ૧
ખરા ધરમને ધરમજ કહીએ, આદરે જેહ અનિતીરે. એતો. ૨
ખુંચ ન ખોળે ખોટો હોય તેતો, કદી ન સુધારે સ્થિતીરે. એતો. ૩
વલ્લભ વદે વેળા વળીને નાવે, વ્હેવારી વિપત નથી વિતીરે. એતો. ૪

પદ. ૫

ખરાં ફૂદેમાં લાગ્યાંરે, જેને રામ બાણ વાગ્યાં. ટેક.
કોટી કાળે તેનો ઘાવ ન રૂજે, હાડપીંજર બધાં ભાગ્યાંરે. જેને. ૧
પ્રેમ વિના પોળે ઓળે મળે નહીં, ન મળે ઘેર ઘેર માગ્યાંરે. જેને. ૨
પરવાર્યો પ્રભુ પદ પામનારા, આશાને ત્રષ્ણા તાગ્યારે. જેને. ૩
વદે વ્યાસ હાથ હીરો કોને લાગે, નસીબ જેનાં જાગ્યાંરે. જેને. ૪

પદ. ૬

લક્ષ ચોરાશી ટળીયોરે, મનુષા દેહ મળીયો. ટેક.
અવર જનમનાં અતિ કષ્ટ વેઠયાં, તેમાંથી દહાડો વળીયોરે. મુનષા. ૧
બ્રહ્મ ભજ્યો તેની ભવ ભીડ ભાગી; પરમપદ પર પળીયોરે. મુનષા. ૨
સાચુ સોધન કરી સાધને ચડીયો; તેનાથી કોણ બીજો બળીયોરે. મુનષા. ૩
માયામાં મોહ્યો મનુષ દેહ ખોયો. આ રંગ લાગ્યો તે રળીયોરે. મુનષા. ૪
વિષય વલ્લભ તેને વિકટ વાટયો; ગોઝારો ગુમાને ગળીયોરે. મુનષા. ૫

પદ. ૭

કળીથી પાખંડ પુજેરે, દુનિયાને ન સુજે. ટેક.
ત્યાગીનો વાસ કરાવે નગરમાં, તેણેથી ધરતી ધ્રુજેરે. દુનિયા. ૧
વિપ્રોની પાસે વેતરાં કરાવે, તારામંડળ તેથી બુજેરે. દુનિયા. ૨
વેદનાં વચન અવળાં આલોચે, તે માટે મેઘન દુજેરે. દુનિયા. ૩
કરવું ન કરે ન કરવું તે કરે, જબરી અનિતી ગુઝેરે. દુનિયા. ૪
વ્યાસ વદે સમજો જીવ કળીના, આ સર્વ ઘા કેમ રૂજેરે. દુનિયા. ૫

---

પદ. ૧

માણીગર મ્હેલે પધારો. એ રાગ.

નાથ અમારોરે, અલૌકીક નાથ અમારો;
શું જાણે બીચારોરે, અલૌકીક નાથ અમારો. ટેક.
જે બીચારો બાપડો, માયાનો મારેલ;
તેને અગમની ગમ નહીં, એતો જાણે ખલકનો ખેલ. અ. ૧

ક્ષુધા તૃશા તૃસી તહીં, ઉંઘ આળસ મૈથુન;
નિરભયપદ આનંદ મળે, તેતો સત્ય ગુરૂનું પુન્ય. અ. ૨
અક્ષરધામ ગુરૂ તણું, તે જાણે જન કોક;
તેણે જ્ઞાન પ્રેર્યા વિના, સદા જન્મ મરણના શોક. અ. ૩
કો કથીને કો મથો, કો કરો લક્ષ ઉપાય;
પણ દ્રઢ વલ્લભ વ્યાસનો, અન્ય પંથે તે કેમ પળાય. અ. ૪

પદ. ૨

છે બહુ વહાલુરે, અલોકીક છે બહુ વાહાલું;
જગ ઠગ ઠાલુંરે, અલોકીક છે બહુ વાહાલું; ટેક.
ઠાલું પદ માયા તણું સમજાણું છે સીધ;
હતું નહી હશે નહી, આ માયાની નવનીધ. અ. ૧
આવા ગમન ઉજાગરો, ભાસે નહીં કો દીન;
સંસાર સીંધુ રૂપછે, તેમાં મનુષ રૂપી મીન. અ. ૨
તરંગમાં તે તરફડે, ઠરી ન બેશે સ્થિર;
જેવી રેંટની ડોઘલી, તેતો ભરાય ઠલવાય નિર. અ. ૩
ભરનીગળનું ગુમડું, તેમ ચોરાશી લક્ષ;
જંપવાનું જરા નહીં, કોઈ જુઓ ઉઘાડી ચક્ષ. અ. ૪
તુરીયા વણ જાગ્રત નહીં, માયા જાગ્રત ઉંઘ;
તે ટુંક સમજ્યા વિના, વદે વલ્લભ સઘળા ઢુંગ. અ. ૫

પદ. ૩

માયા વિતાડેરે, પ્રભુ મને માયા વિતાડે;
આશા ત્રષ્ણા લગાડેરે, પ્રભુ મને માયા વિતાડે. ટેક.
માયા મોહોટી મોહની, છે ચીતડાની ચોર;
સંતોષ શાન્તી બે વીના, એનું જબરૂ જગતમાં જોર. પ્ર. ૧
માયાનાં ગુલામછે, બે પુરૂષ બે નાર;
સંતોષ શાન્તી બે ખસે, તવ આવી ચઢે તે ચાર. પ્ર. ૨
આશાનો નર મોહછે, ત્રષ્ણાનો નર લોભ;
હલવી મારે વિશ્વને, જોઇ જ્ઞાનીને મન ક્ષોભ. પ્ર. ૩
જ્ઞાની જ્ઞાન કેટલું કથે, મથે દિવસને રાત;
સંતોષ શાન્તી આવવે, રમે વહાલભમુળ બ્રહ્મ સાથ. પ્ર. ૪

પદ. ૪

જન્મ સુધારો મહારાજ, કીંકરનો જન્મ સુધારો;
કર્યાં પાપ ઉધારોરે, કીંકરનો જન્મ સુધારો. ટેક.

હું છું કીંકર આપનો, પાપનો ભરેલો પુર;
અપરાધ તે જોશો નહીં, બધી છે માયાની કસુર. કીં. ૧
ટળવળું ત્રી તાપમાં, તમ વણુ નાવે પાર;
ધર્યો ચોરાશીલક્ષમાં, વિવિધ વપુ વારંવાર. કીં. ૨
તેથી ત્રાશ્યો તમ તણો, તાબેદાર ગુલામ;
મુળપદની પ્રાપ્તિ વીના, મળે નહીં જરા આરામ. કીં. ૩
માગુ અચળ આનંદને, દુખડું નિવ્રત હોય;
અવર લક્ષ લાગે નહીં, હવે વલ્લભ વાટડી જોય. કીં. ૪

---

પદ. ૧

હરી ભજન થકી છોટા હોય તે મ્હોટા એ રાગ.

હવે ત્યારે છું હરી, આણું આવે એટલીજ માહારે વારછે;
બેઠો તાગી કરી, જોવા માત્રજ વળગેલો સંસાર છે. ટેક.
પ્રભુ આવવાને રહ્યોછું તાકી, બાંધી છે ગાંસડી પોટલી પાકી;
નથી રાખ્યું કોનું દેવું બાકીરે. હવે. ૧
સાધવાં સાધન તે સૌ સરીયાં; જેનાં રણ હતાં તેનાં ભરીયાં;
આપી આપીને આગળ કરીયાંરે. હવે. ૨
રહ્યાં પાછળ તેને તેનું દીધું, મેં તો માહારૂં બાંધ્યું છે સીધું;
વળી લેવાનું હતું તે લીધુરે. હવે. ૩
ઈહાંથી છુટવા શિવને જળ રેડું, જોઉં વાટડી આંખડી ઉઘેડું;
વદે વલ્લભ મોકલી દો તેડુંરે. હવે. ૪

પદ. ૨

હવે ગમતું નથી, ઘણો ગભરાયો સાર સંસારનો જોઇને;
થઇ ભ્રમણા અતિ, આ ગભરામણ કહી શકુ નહીં કોઇને. ટેક.
પંચ ભૌતીક બંધન પરહરીએ, પરહરતાં પાતકથી ડરીએ;
મળે મળતીયો તો વાતો કરીએરે. હવે. ૧
વ્હાણું વાયને ખાવું પીવું રળવું; પંચ ભૌતીક કાજ દઈણું દળવું;
કેઇ પેરે ઝટ મુળપદ મળવુરે. હવે. ૨
પ્રભુ ભવ જેવડો દિવસ ભાસે, જ્યાંથી ત્યાંથી છુટવા મન નાસે;
મુકો બિશ્વપતી વલ્લભ ત્રાસેરે. હવે. ૩

પદ. ૩

અહો દીનબંધુ, દીનાનાથ દયાળ દયા લાવો તમે;
કેટલોક વંદુ, સત્ય પદ મળવા ઉરમી ઉઠી આ સમે. ટેક.

તમે મનવાંછીત ફળના દાતા, કરો નાભી સ્નેહ સમજી શાતા;
ભાગો મુંઝામણ ઉરની ત્રાતારે. અહો. ૧
હવે કેટલીક રૅણી ભુકાવો, માહા માયાનું બંધન મુકાવો;
કોઈ રીતે કરી દો ચુકાવોરે. અહો. ૨
જખ મારીતે જગ વતી કીધી, થઇ વાસના તે કરવે દીધી;
દીધ્યું રૂડુ તે પાછી લેઇ લીધીરે. અહો. ૩
છુટયું બંધન જીવને જાયાનું, તેવું મન મેલાણુ થયું માયાનું;
વદે વલ્લભ બાકી છે કાયાનુંરે. અહો. ૪

## પદ. ૪

કેમ વિલંબ કરો, વિશ્વપતી વિશ્વંભર વલભો વલવલે;
દીલ દયા ધરો, ટીંટોડીની તુલ્ય તુજ કીંકર ટળવળે. ટેક.
રખે માયા ઝડપીને ઝાલે, મ્હારૂ બળ ચાલીને કેટલું ચાલે;
એતો ધોબારી ગરદન ઘાલેરે. કેમ. ૧
જુઓ શ્રીંગીને ચપટીમાં ચપશા, મ્હોટા મ્હોટા મુની લપટી લપશા;
કંઇક તપસ્વીની મુકાવી તપશારે. કેમ. ૨
વળી ઇંદ્ર ચંદ્રને બ્રહ્મા ભુલ્યા, પુરા જંજાળ જાળે પડી ઝુલ્યા;
ઘણા દાનવ માનવ દેવ ડુલ્યારે. કેમ. ૩
એવા અનંત લપટેલા લાજે, માટે અવનીમાં મ્હારૂ દલ દાજે;
થાઉં ઉતાવળો વ્યાસ મોક્ષ કાજેરે. કેમ. ૪

## પદ. ૫

રૂડી રૂદીયાની, રણમુક્ત વાતો કહીએ કોના આગળે;
નથી અધિકારી, મન મુઝાઇને લખું કોરા કાગળે. ટેક.
જુઠા જગ્ત તણા જીવ છે દુખીયા, પંચ વિષયમાં સમજ્યા સુખીયા;
આશા ત્રષ્ણાની જંજાળે ઝુકીયારે. રૂડી. ૧
હરી ફરી ધંધે ધન લેખું, એવા જીવને કેટલું ઉવેખું;
માયાના મંદમાં ડુબતા દેખુંરે. રૂડી. ૨
સર્વે કળીના ચળાવ્યા ચળીયા, સાચા શોધને જ્ઞાનમાં નવ ગળીયા;
મિથ્યા માયામાં મરતા લગી મળીયારે. રૂડી. ૩
કયાં જાશુંને ત્યાં કેમ થાશું, ઉંધુ ચતુ કરૂછું તે આશું;
હાલ વલ્લભ પાછળ પસ્તાશુંરે. રૂડી. ૪

## પદ. ૧

### ભજને પ્યારા ભજને ભાઇ. એ રાગ.

ઓ ઇશ્વર જીવ છે અપરાધી, નથી લેતા તુજ નામ;
માયા મેળવવાને કરે છે, કામ કામ ને કામ. ૧
સંતોશ શાન્તી નહી નિરવરતી, દોડયા કરે દિન જામ;
લુંટયા ધારે જ્યાંથી ત્યાંથી, દામ દામ ને દામ. ૨
આશા ત્રષ્ણા ટુંકી કરે નહી, રળવા રાખે હામ;
રહેવા ભોગવવા માટે બાંધે, ધામ ધામ ને ધામ. ૩
કાયા માયા જાયાંને ચાહ્યાં, વળી શોભાવે ચામ;
પરીવાર ગ્રસ્થ કરવાને ઘુમે, ગામો ગામ પરગામ. ૪
સગાં સહોદર સ્વારથી ભાસે, તવ બેસે ઠરી ઠામ;
આખર વેળા દુખમાં બોલે, શામ શામ ને શામ. ૫
અરેરે આ રળેલું ભોગવ્યું નહી, મશાણ દેશે ઠામ;
વલ્લભ વદે છે વટ પોકારે, રામ રામ ને રામ. ૬

## પદ. ૨

પુરણ બ્રહ્મ પરમેશ્વર પ્યારા, ટાળીદો ત્રીતાપ;
તમેછો માતા ત્રાતા ભ્રાતા, પુરણ દયાળુ આપ. ૧
પરમ ગતીથી ગોથું ખાધુ, ઢળીને પડીયો ધર્ણ;
આસન ભ્રષ્ટ થવાથી જીવને, વળગ્યું જનમને મર્ણ. ૨
જળચર વનચર જળચર થયો, જુજવા પામ્યો સ્થુળ;
બાજીગર કર દીઠો પઇશો, આખર ધુળની ધુળ. ૩
જીવ કપટથી માયા મેળવે, પણ ભરવાનું પેટ;
બીજ જન્મે કામ ન લાગે, ફરી કરવાની વેઠ. ૪
ગઈ વેળાનું કામ ન આવ્યું, તો આગળ કયાં પ્રાપ્ત;
વ્યાસેને દાસે એમ સમજીને, સર્વ કર્યું સમાપ્ત. ૫

---

## પદ. ૧

### વરઘોડો વરઘોડો વાલમનો. એ રાગ.

બહુ ભુંડો બહુ ભુંડો, કળી કાળ બહુ ભુંડોરે. ટેક.
ધરમને નામે ધરબોળ ઘાલ્યું, દીન દીન ઉતર્યો ઉંડો. કળી. ૧
વિહાર વાણી વ્હાલી લગાડી, જયાં ત્યાં ટોળાચો કાનુંડો. કળી. ૨
તત્વસાર સોધવો મુકી દેઇને, રંગ રાગ લાગ્યો રૂડો. કળી. ૩

સાચો સત્ય સંગ સૌને છોડાવ્યો, કપટ ભરેલો કુડો. કળી. ૪
આળસુ હરામી થૈ બેઠા નામી, વ્યાસ વદે સત્ય જ્ઞાન ઢુંડો. કળી. ૫

પદ. ૨

શું જાણ્યું શું જાણ્યું, જનમ લે શું જાણ્યું રે. ટેક.
સુનષા દેહછે મુળ પદ જાણવા, તે મુકી માયા સુખ માણ્યું. જનમ. ૧
સત્ય સમાગમ સપને ન કીધો, વ્હેવાર કાર્ય વખાણ્યું. જનમ. ૨
શાન્તી વળે નહી જંજાળી જાળની, સદા તરીલું તાણ્યું. જનમ. ૩
વદે વલ્લભ નથી તુંને તાહારૂં, મીથ્યા હુંપદ મન આણ્યું. જનમ. ૪

પદ. ૩

રટવા રટવા રટવા, મનુષદેહ રામ રટવારે. ટેક.
આ દેહ દીધો સુકીત કરવા, નથી દીધો માયા ઝટવા. મનુષ. ૧
જોબન ઝડપથી ચાલ્યું ગયુંજો, લાગ્યું શરીર હવે હઠવા. મનુષ. ૨
ખરો સમો તારો ખાલી ખુએછે, માંડયું આયુષ તુજ ઘટવા. મનુષ. ૩
વદે વ્યાસ વેળા આવીછે હાથમાં, લક્ષ ચોરાશી મટવા. મનુષ. ૪

પદ. ૪

કેમ ભુલે કેમ ભુલે, પ્રભુને કેમ ભુલેરે.
એના વિના નથી આરો કીનારો, મીથ્યા જંજાળમાં ઝુલે. પ્રભુ. ૧
સાચો સત્ય સંગ લાગ્યો નથીતે, માયાના ફંદમાં ફુલે. પ્રભુ. ૨
અહીંથી છુટીને કયાંરે જવાનો, નથી દેખતો તે ડુલે. પ્રભુ. ૩
હેઠની કરી પણ ઠેઠની કરી નહીં, વદે વ્યાસ ચતુરાઇ ચુલે. પ્રભુ. ૪

પદ. ૫

શું સાધ્યું શું સાધ્યું, સંસારમાં શું સાધ્યું રે. ટેક.
રળ્યા મળ્યા તેમાં નવાઇ શીછે, નવતર શું શું કર વાધ્યું. સંસારમાં. ૧
અહીંનું સુધાર્યું પાતક ઉધાર્યું, છેવટ ભાથુ શું બાંધ્યું. સંસારમાં. ૨
ભાન નથી તહીનું તાનછે અહીંનું, વપુમાં વિપ્રીત વાધ્યું. સંસારમાં. ૩
વ્યાસ વદે આ સંસાર સુધાર્યો, તેમાં શું ત્યાં રાંડે રાંધ્યું. સંસારમાં. ૪

પદ. ૬

માહા મોહોટું માહા મોહોટું, માયા સુખ માહા મોહોટું રે. ટેક.
બાજીગરની બાજી તુલ્ય દીપે, અજ્ઞાને અન્ય પદ છોટું. માયા. ૧
પુંઠેથી પાટુ મારીને છટકે, હાલતો દુઝણું ઓટું. માયા. ૨
છુટવું જેવારે ખબર તેવારે, વાગશે સુંસરૂં સોટું. માયા. ૩
પ્રતીજ્ઞાપુર્વક વલ્લભ કહે છે, આ ખોટું ખોટું ખોટું. માયા. ૪

## પદ. ૧

### રાગ માડનો.

આતો અમુલ્ય દેહી જાયરે, ત્યાં શી બીના બને. ટેક.
મનુષ દેહી આજ મળી છે, નહી મળે વારમવાર;
છેલ્લું પગથીયું છે તરવાનું, કરી લેને ઑદ્ધારરે. ત્યાં. ૧
ત્રષ્ણા ન ટુટે મોહ મટે નહી, લોભ લાલચ નવ જાય;
ગ્રહસ્થ થવા ગોઠવણ કરે પણ, તારૂં ધાર્યું નહી થાયરે. ત્યાં. ૨
તુજ વ્રધ્ધોએ વિત્ત મેળવવા, વડા કર્યો વિચાર;
પણ હોંશો પુરી ના પડીને, છોડી ગયાં ઘરબારરે. ત્યાં. ૩
પૂરણ ઇચ્છા પુરી કરીને, નથી ગયેલું કોય;
તો ત્રષ્ણા તું જે રાખે તે, કદી પુરણ નહી હોયરે. ત્યાં. ૪
અધુરૂં રહેતે કામ ન કરતો, પુરણમાં જીવ જોડ;
વલ્લભ વદે સહુ બોલજોરે, જે જે શ્રી રણછોડરે. ત્યાં. ૫

## પદ. ૨

અલ્યા મોહ માયા મેલરે, જો કાળછે કને. ટેક.
વ્હાણું વાયું વેહેવારે વળગ્યો, પ્રેમે કર્યું ખાન પાન;
ઘરની ગોરીયે ઘરબ્હાર કાઢયો, લાગ્યું ધંધામાં ધ્યાનરે. જો. ૧
એમ આખો દીન એળે ખોયો, ન કર્યું હરી કીરતન;
રજની કાહાડી રંગમાં રમતાં, એમ ખોયા ખરા દનરે. જો. ૨
નહી લલના કે લક્ષમી તાહારી, નહી તાહારૂ ઘરસુત્ર;
નહી બંધવકે બેનડીરે, નહી પરિવાર પુત્રરે. જો. ૩
ખરૂ ન હોય તો ખબર પડશે, મકલાતો રહે હાલ;
વ્યાસ, વદે હોડ તાહારેને મ્હારે, જોઇ લેજે આજ કાલરે. જો. ૪

## પદ. ૩

ચળેલ ચીતડા ચેતરે, જો શી ગતી થશે. ટેક.
અવનીમાં તું અવતર્યોને, પ્રથમ શીખ્યો જીભ સ્વાદ;
પછી રૂપ વિષય તને વાગ્યો, તે પછી શબ્દનો નાદરે. જો. ૧
ગંધ વિષયને સ્પર્શ વીષય, ઉપજ્યો તારે અંગ;
આતસ બાજીની ઉપાધી આજી, નારીનો નાટ રંગરે. જો. ૨
વાહન વ્હાલું ને વીત વ્હાલું, વ્હાલો સૌ વ્હેવાર;
એતો વ્હાલું સર્વ જીવનેરે, એ ખાસડાં ખાનારરે. જો. ૩
ફાકડા ફંદમાં ફોગટ ફાટતો, લાહાવાના લેનાર;
વદે વલ્લભ જ્યાંથી ફાટયો ત્યાં, નહી થીગડું દેનારરે. જો. ૪

## પદ. ૪

ઝુલ્યો જંજાળે જીવરે, તક તારી તો ગઇ. ટેક.
આશા આયુશનીછે અતીશે, પણ તે આશા ફોક;
મ્હોત માંથે બેશી ફરેરે, ઝાલે જશે જમ લોકરે. તક. ૧
કર્ય કમાણી ઉલટ આણી જ્ઞાન ધ્યાનને દાન;
એ વણુ અમર કમાય છે તે, નહી ઠેઠનું ખાનપાનરે. તક. ૨
પેટની કીધી શેઠની કીધી, ઠેઠની કરી ના મુંઢ;
તાહારેજ માટે ત્યારછેરે, નર્કના કુસ્થળ કુંડરે. તક. ૩
સ્વારથ સમજી બોધ ન માને, ન લે હરીનું નામ;
વઢીને વદેછે વ્યાસજીરે, ગામ ડાહ્યા તને ડામરે. તક. ૪

## પદ. ૫

અલ્યા શરીરમાં તું સોધરે, હું કેહેછે તે કીયો. ટેક.
હું કેહેછે તે હું કીયોછે, આંગળી દે દેખાડ;
અંદર નામ બિનાનો જે તું, તેને સોધી કાહાડરે. હું. ૧
સંસાર સમજ્યો વ્હેવાર વરત્યો, ન સમજ્યો નીજ રૂપ;
મ્હારૂં મ્હારૂં કહે તે કીયું તાહારૂં, ઓળખી લે અનુપરે. હું. ૨
કોણ રાજા કોણ રાંકડારે, કોણ ગરીબ કોણ ગ્રસ્થ;
સમજણ પડતી હોય નહીતો, ઝાલ વલ્લભનો હસ્તરે. હું. ૩

---

## પદ. ૧

### રાગ. ભરથરીનો.

જીવરાજ જુઠી જંજાળછે, સોધી સોધ્યો સૌ સારજી;
જોઈ જોઈ જોયા જુના દાખલા, સાચુ નથી તલભારજી. જી. ટેક.
જુઠી માયાને કાયા જુઠડી, જુઠો સકળ સંસારજી;
સ્વારથ સંબંધે સગાં મળે, માનવા માત્ર વ્હેવારજી. જી. ૧
જીવડો જાણે જર માહ્યરૂં, અવિચળ સગું સાથજી;
અમર હતો પણ ઉડી ગયો, ચૌદ ચોકડીનો નાથજી. જી. ૨
હરીશ્ચંદ્ર સરખા ઉડી ગયા, ગયાં ધન માલ રાજજી;
ઉડી ગયો નળ નૈષધ તણો, તેને કુળે કોણ આજજી. જી. ૩
ગયારે પાન્ડવ સરખા પ્રાણીયા, હુઆનો શો અભીમાનજી;
વલ્લભ વદે તેમ સર્વનાં, નથી નામ કે નીશાનજી. જી. ૪

## પદ. ૨

અરેરે આગળ હવે શું થશે, મળશે સુખ કે દુખજી;
ગર્ભવાસનો ત્રાસ જીવને, રેહેવાનું ઉંધે મુખજી. અરેરે. ટેક.
કફ પીત મળનો કોથળો, તેમાં વસવું નવ માસજી;
દુરગંધ જઠરાની ઝાળમાં, દારૂણ દુખડાનો ત્રાસજી. અરેરે. ૧
બસેને બોતેર દન કાઢવા, તેતો કેમ ટુંકા થાયજી;
એ દુખ નીવારજો નાથજી, લાગી હૈયામાં હાયજી. અરેરે. ૨
ગરભ સમાન્ય નથી ગોબરૂં, ન શોભે સુઘડને સંગજી;
વદે વ્યાસ બચશે કો બ્હાદુરા, જેને રામજીનો રંગજી. અરેરે. ૩

## પદ. ૩

માઠોરે સમો મનવા મરણનો, જન્મ સમયનો જેમજી;
જનમ મરણ બેઉ જોડવે, તેનો વિપ્રીત વેહેમજી. માઠો. ટેક.
જીવને બાંધેલા બંધ છુટતાં, નેત્રો તુટતાં તન દુખજી;
કફ દાટા દેવાશે ફૂદીયે, રૂંધણથી શ્વાસ મુખજી. માઠો. ૧
ખેંચા તાણ નાડી નસો તણી, જીવને થાય નાસા નાસજી;
કરોડો વિંછી તણી વેદના, દ્રષ્ટ નષ્ટ ને બેહેરાશજી. માઠો. ૨
એવાંતો અનંત કષ્ટ દેહનાં, રખે તેમાં લક્ષ જાયજી;
તે ભારે ભયથી નીવ્રત કરો, તેટલું વલ્લભ ચાહાયજી. માઠો. ૩

## પદ. ૪

હરી ફરી ઉપાધી કયાં કરી, વણ માગેલી જંજાળજી;
વેઠવા શેવક સમરથ નથી, ભાસે વિપ્રીત વીકરાળજી. હરી. ટેક
નીવર્તીમાં પરવરતી પેસસે, તોતો બુડયો તમ દાસજી;
સ્થીત ચીત રાખનાર છો ધણી, રખે લાગે માયા પાસજી. હરી. ૧
જે કરશો તે ઘટીત હશે, અઘટીત કેમ કહું નાથજી;
પણ વણ ઇચ્છાએ આવી પડે, તેતો સહુ તુજ હાથજી. હરી. ૨
શું કર્યું શું કરવું ધારીયું, તમે તમારા જાણજી;
અલ્પજ્ઞ વલ્લભ સમજુ નહી, તેથી રહુ નીરવાણજી. હરી. ૩

## પદ. ૫

અરેરે ઇશ્વર મ્હારી શી ગતી, જુઠો જણાયો સંસારજી;
ઉઠી ગઇ વ્રતી આ વિશ્વથી, તું વણ કેં ઓદ્ધારજી. અ. ટેક.
હવે નથી બીજુ ત્રીજુ ઇચ્છતો, નથી લેવો આ લ્હાવજી;
રાખજો હું ગરીબની ગોઠડી, થયો અવર અભાવજી. અ. ૧

હું રે પામર પાપી પ્રાણીયો, અતી ભરેલા અવગુણજી;
તે સૌ ક્ષમા કરી સરણ લ્યો, તું વણ ક્ષમા કરે કુણજી. અ. ૨
બાપડો બીચ.રો તારો બેટડો, માહારૂં જોશો ન આપજી;
છેવટના સાચા સગા તમે, અંત વેળાના માબાપજી. અ. ૩
ભય ભારે યમકીંકર તણો, તેનો જુલમી છે ત્રાસજી;
તેરે જુલમ જેરવાશે નહી, હાથ ગ્રહો અવીનાસજી. અ. ૪
અંગ ભંગ કરી ચાબ્ર ચુંથશે, વીકટ વૈતર્ણીના ઘાટજી;
દોરડે બંધન કરી દોરશે, દારૂણ દુખડાંનો દાટજી. અ. ૫
ત્રાહ્ય ત્રાહ્ય ને તોબા કરૂં, જોઈ જીવો તણાં કષ્ટજી;
માટે માગી માગી માગે વલ્લભો, કરે જન્મ મત્યું નષ્ટજી. અ. ૬

---

### પદ. ૧

જીણા મારૂજીહોરાજ એ રાગ.

ભજ પુરણ બ્રહ્મ, ભાઈ ભજ પુરણ બ્રહ્મ;
બ્રહ્મ ભજ્યા વીના નહી, પડે જ્ઞાન ગમ. ભાઇ. ટેક.
મોક્ષ ધામ એજ નામ, બાકી બધા ભ્રમ;
આવા ગમન ટાળવામાં, એજ છે ઉત્તમ. ભાઈ. ૧
સદ્યો મુક્તી એને સમર્યે, અન્યે અનુક્રમ;
ક્ષર અક્ષર મુકી મોક્ષ, પામે એકદમ. ભાઈ. ૨
ઝીણી બુદ્ધી વાળો જાણે, એ છે અનુપમ;
વલ્લભનો વલ્લભતે, બીજુ બમે બમ. ભાઈ. ૩

### પદ. ૨

પરમેશ્વરમાં જોડ, પ્રીતી પરમેશ્વરમાં જોડ;
માયાની માયા કરે તે, સરવે માંથાફોડ. પ્રીતી. ટેક
અનીત્ય છે માયા સુખ, તેની ત્રષ્ણા તોડ;
નહી તોડતો જગતમાં, થૈશ રોડા રોડ. પ્રીતી. ૧
આત્મા થાશે પરમાત્મા નાવે ખાંપણ ખોડ;
નીત્ય પદે સ્થંભવાથી, મટે દોડા દોડ. પ્રીતી. ૨
ગાડરામાં ગાડરૂ તું, લીલા છંદ છોડ;
સત્ય જ્ઞાને સત્ય પામે, બ્યાસ કરે હોડ. પ્રીતી. ૩

### પદ. ૩

સત્ય સંગ ઝાલ્ય, જીવ સત્ય સંગ ઝાલ;
ન્યાય નીતી વિવેકમાં, વિચારીને ચાલ. જીવ. ટેક.

ત્રીસ ઘડી દીનમાનમાં, પાંચ ઘડી આલ;
પછી રહી પચીસ ઘડી, મન માન્યું મ્હાલ. જીવ. ૧
આ મ્હાલેલું મીથ્યા થાશે માટે શાલ;
સગું છેવટ નહી તાહરૂં, મુકી દે આલ્ય પાલ. જીવ. ૨
કડવો ઘુંટડો જ્ઞાનનોતે, ઘટમાં તું ઘાલ;
વદે વલ્લભ આવી બન્યું, બહુ તો આજકાલ. જીવ. ૩

પદ. ૪

બાવરા તું બેશ, જરા બાવરા તું બેશ;
માંથે મૃત્યુ ટમ ટમે, મુકી દે આ એશ. જરા. ટેક.
નાસ્તીકોનો નેડો લાગ્યો, નામ પડયું નેશ;
પરવરતી પરહરી, આસ્તીકોમાંમાં પેશ. જરા. ૧
ખાઈ પી વપુ વધાર્યું, ભાદરવાની ભેંશ;
કરવું હોયતો કર્યે થાશે, ઘઉંનાં ઘેબર ઘેશ. જરા. ૨
રામ નામ મુકી રહ્યો, રેડી મની કેંશ;
વદે વહ્લભ મુઆ પછી, મોઢે વળશે મેશ. જરા. ૩

પદ. ૧

ભજનમાં બોલ એ રાગ.

સત સંગે બેશ, ભુંડા સત્સંગે બેશ;
બેસવાથી પ્રભુ તને કરાવશે એશ. ભું. ટેક
નાસ્તીકોનો નેડો લાગ્યો, નામ પાડયું નેશ;
પરવરતી પરહરી, આસ્તીકોમાં પેશ. ભું. ૧
ખાઇ પી વપુ વધાર્યું, ભાધરવાની ભેંશ;
કરવું હોય તો કર્યે થાશે, ઘઉંનાં ઘેબર ઘેંશ. ભું. ૨
રામ નામ મુકી રહ્યો, રેડી મેલી કેશ;
વદે વલ્લભ મુઆ પછી, મોઢે વળશે મેંશ. ભું. ૩

પદ. ૧

રાગ. મધુકરનો.

દીન બંધુ દીના નાથજીરે, દાતા દીન દયાળ;
તલસી રહ્યો છું આપને હવે, લ્યો સેવકની સંભાળરે,
તુરીયા તીત સ્વામી. ટેક.

હું તો નેધણીયો છું નહીરે, તમો ધણી મુજ શીશ;
ધણી વણ ઘુમે ઘેલડુ પણ, મ્હારે તમે જગ ઈશરે. તુરી. ૧
અખંડ સોભાગ્ય માહરૂંરે, સવાશણીનો શણગાર;
મ્હારે તું એક કંથડો કોઇ, વિધવાને નહી ભરથારરે. તુરી. ૨
નેંધણીયું આપથી ધણીરે, હું હાસથી તે ન થાય;
સ્વામી શેવકના ભાવથી તારા, ગુણ વલ્લભ મુખ ગાયરે. તુરી. ૩

પદ. ૨

શું થયુંને શું થાયછેરે, શું શું થશે ઓ રામ;
જળમાં માંછલડી તર્ફડે તેમ, તરફડે જીવ તમામરે.
હવે જોયું નથી જાતું. ટેક.
ઠગારા મોહ લોભે બ્હાળીયારે, હસાવી કરે હેરાન;
આશા ત્રષ્ણાના તાનમાં તેથી, બનીયા સૌ બેભાનરે. હવે. ૧
બાળપણે બહુ દુખીયારે, વધ્યું જવાનીમાં જોર;
બાંધ્યા પ્રપંચના પોટલા થયા, મુળ માલીકના ચોરરે. હવે. ૨
ઘડપણ થયું ગરીબડુંરે, ભાગે હીંમતને હાડ;
તેથી વલ્લભ અહે શામને તેમાં, કોને કીધો પાડરે. હવે. ૩

---

પદ. ૧

હરી ભજતાં કોઇની લાજ. એ રાગ.

ખરા ભગત જગતના માર્યા, કોઈ નથી મરીયારે;
વદે વારતા વેદ પુરાણ, ઉલાડા ઉગારીયારે. ૧
જુઓ પ્રહલાદજીને સ્થંભ, વશ્યા વનમાળીરે;
તેને નાવી ઉની આંચ, જુઓ તે નીહાળીરે. ૨
વળી સુધનવાને કાજ, કઢા ઉકળાવીરે;
કરી શીતળ સુંદીર શામ, અતી હેત લાવીરે. ૩
ચંદ્રહાસને ચાર ચંડાળે, કેવો મુકી દીધોરે;
વિશથી પણ ઉગર્યો તેહ, હરી હાસ કીધોરે. ૪
એવા ઉગરીયા અનેક, વીવેકે વિચારોરે;
વદે વલ્લભ હું કોઇ કાળ, નથી મરનારોરે. ૫

પદ. ૨

ખરા ભક્ત જનોની લાજ, કદી નથી જાતીરે;
જોયું સકળ વિશ્વની માંહ, વડી વધી ખ્યાતીરે. ૧

જુઓ અરજુનનાં નાક કાન, દુર્યોધને લખીયારે;
વડ વેંધન કરાવ્યો શામ, પ્રેમે તે પરખીયાંરે. ૨
વળી દ્રુપદીની લજ્યાય, લેવા દુષ્ટ ધારીરે;
પુર્યાં નવસેં નવાણું ચીર, મુકંદ મોરારીરે. ૩
જુઓ રાજસોઇ યજ્ઞનીમાંય, લુંટાવ્યું સોનુંરે;
ઉલટું ઉભરાઇ આવ્યું બ્હાર, નથી છાનું કોનુંરે. ૪
વળી વીદુર ભગતને ઘેર, કરી કુડ બાજીરે;
ખુટાડે ન ખુટયાં પકવાન, વલ્લભ પ્રભુ ભાજીરે. ૫

પદ. ૩

પ્રભુ ભજતાં શું આવે જોર, જનમના કાઠારે;
તારૂં કાળજડું છે કઠોર, મતીલા માઠારે. ૧
રહ્યો નઠોરનો નઠોર, જીભલડી થાકીરે;
તને માયાનો પુરણ પાસ, રહ્યા નથી બાકીરે. ૨
તું દેખેછે તારી દ્રષ્ટ, ગયા સહુ મેલીરે;
જમપુરીનાં પડશે કષ્ટ, નહી ત્યાં કો બેલીરે. ૩
ધર્યો અવર સ્થળે અવતાર, ત્યાં શું કામ લાગ્યુંરે;
આવ્યો તેવો પડી ગયો પંથ, વલ્લભ કેહેણુ જાગ્યુંરે. ૪

પદ. ૪

અલ્યા કોણુ રળે કોણુ ખાય, કોનાં ધન માલછેરે;
જોલ્યા કયાં આવેને કયાં જાય, કોનાં બચ્ચાં બાળછેરે. ૧
તાહરૂં રળેલું તલ ભાર, શું બાંધ્યું છેડેરે;
તેં જાણ્યું ઘણું વળરાય, મ્હારા મુઆ કેડેરે. ૨
અલ્યા કેડેનું કેડે સહાય, પેહેલું તે વેહેલુંરે;
ઘેલા જીવ તું સમજ્યો જે, તે ઘેલુને ઘેલુંરે. ૩
જ્ઞાન લેઇને ધર હરી ધ્યાન, થઇશ માં કાહ્યોરે;
શીખ દેછે વલ્લભ વ્યાસ, હવે થા ડાહ્યોરે. ૪

---

પદ. ૧

ગીરધારીરે. એ રાગ.

ઓ જીભડીરે, આવડું આળસ કયાંથી;
રામ નામ ન દે મુખમાંથી.
વ્હેર વાધ્યુરે, શામ સંગાથે શાથી;
હુલક્ર પાતમાં તું હાથી.

## ઝુલ.

લઢવા વઢવામાં ભારે ભાથીરે,
ખાધા પીધામાં સુરાનો સાથીરે;
સાચી સ્વારથીરે, નહી કોઈ બીજુ તારાથી. રામ. ૧
સારાં સ્વાદીષ્ટરે, મીષ્ટ માગે જ્યાં ત્યાંથી;
ખુબ ખુશી ખરૂ જમવાથી.
રૂડે રાજીરે, રમુજી રસોઇ થવાથી;
એવા મદમાં રેહેછે મકલાતી.

## ઝુલ.

ઘણો હશ સ્વાદીષ્ટ બનવાથીરે,
એવી નહી રહે સદા હયાતીરે;
રાખ્ય ડાહાપણુરે, વલ્લભના કહ્યાથી. રામ. ૨

## પદ. ૨

ઓ મનવારે, હરી ભજનમાં હારે;
જીત મેળવે વિષય વિકારે.
જો તું જીવનેરે, ગદાવી ગરદન મારે;
દીન દીન પાતકમાં વધારે.

## ઝુલ.

જીવને ખાતે તે સર્વ ઉધારેરે;
શુભ પંથ ચઢયા વીના મારેરે;
વણુ ન્હેરેરે, દુખી કરછ તું ભારે. જીત. ૧
તારા વશમાંરે, પડેલો કયાં પરવારે;
જાળમાંથી શી રીતે શીધારે.
રહ્યા વીંટાઇરે, તે છુટી શકે કે વારે;
થયો લબ્ધ પુરણુ તુજ પ્યારે.

## ઝુલ.

પ્યાર કરેથી પસ્તાશો જ્યારેરે,
એને આવશે સમજણુ ત્યારેરે,
નથી જાણુતોરે, વલ્લભને ન્હેવારે. જીત. ૨

### પદ. ૧
નાગર નટરે. એ રાગ.

સુળ બ્રહ્મ ભજરે, ઓ સુળ બ્રહ્મ ભજરે, સુળ બ્રહ્મ ભજ્યા વણુ ખોટું. ટેક.
સુળ રૂપી પરમ બ્રહ્મ જાણો, થડરૂપ પરબ્રહ્મ પરમાણો;
ડાળી પરમ બ્રહ્મને ઉર આણો, અવર તું તજરે. સુળ. ૧
એવી વીવેકે વગ નથી જાણી, વણુ જાણે સુઓ મત તાણી;
ત્યાં સુધી સાધન ધુળધાણી, તું સદગતી સજરે. સુળ. ૨
મુંઢ મતી માયા સુખ માગે, જન્મ મ્રત્યુ કદી નહી તાગે;
નહી તાગે તો નહી ભવ ભાગે, અલ્યા નિરલજરે. સુળ. ૩
કોઇ બિજ્ઞાનીનો સંગ સાહાને, માયાપદથી મુક્તજ થાને;
મોક્ષ મારગીને સરણે જાને, થા ચરણુની રજરે. સુળ. ૪

### પદ. ૨
તું કર સોધનરે, તું કર શોધનરે, હું કેહે છે તે તું કોચો. ટેક.
હજી પોતે પોતાને નથી જાણ્યો, નીરાકાર છું એમ ઉર આણ્યો;
કોઇ મુરખાએ મતમાં તાણ્યો, તણાયો મુઢ જનરે. હું. ૧
કાંતો ઇશ્વર થઇ રહ્યો આપે, કેમ આવી પડયો ત્રી તાપે;
તોલ કર્યો વણુ પડીયો પાપે, મુરખ તુજ મનરે. હું. ૨
કાંતો મનુષ કૃતીને શેવી, માન્યા અવર દેવને દેવી;
તાહારી બુદ્ધિ બીચારી કેવી, કયાં કાઢીશ દનરે. હું. ૩
ચાહ્ય તે ભાષાનાં ભણે પોથાં, નવ્ય સમજે ત્યાં લગી થોથાં;
વદે વલ્લભ જ્ઞાન વણુ ગોથાં, કરજે મનનરે. હું. ૪

### પદ. ૩
અગમની ગમરે, અગમની ગમરે, જ્ઞાન વીના ઘણી આઘી.
ઘણી આઘી ન મળે માગી, અસુમની ગમરે. છે. ટેક.
શું ગમ પડે વેદ ભણવાથી, શું ગમ પડે શાસ્ત્ર શ્રણવાથી;
શું વ્યવહાર મોહ હણવાથી, શું જપ તપ સમરે. છે. ૧
શું ગમ યોગ ધ્યાન ધરેથી, શું તીરથ યાત્રા કરેથી;
શું ગમ ડેરાં ફરી કરેથી, શું ગમ પ્રાણાયામરે. છે. ૨
શું ગમ માળા ફેરવેથી, શું ગમ નામ જીભ ટેરવેથી;
શું ગુરૂનો જુલમ જેરવેથી, વલ્લભ જાણે મરમરે. છે. ૩

### પદ. ૪
નથી જ્ઞાનવાનરે, હો જ્ઞાનવાનરે, જેણે અલોકીકને નથી જાણ્યું.
હોય જાણ્યું તો જોઈએ વિખાણ્યું. નથી. ટેક.

અલૌકીકનો ગુણકાર જાણે, ભાગાકાર જીભે નવ આણે;
અનુભવની પ્રત્યક્ષ પરમાણે, તવ સત્ય ધ્યાનરે. જેણે. ૧
કુંજે ગલી પત્નીની સુખ પુરી, કેઇ ચળીતને અચળીત સુરી;
એવી બતાવેતો બહાદુરી, ભ્રમીત નહી ભાનરે. જેણે. ૨
જગ વ્યાપક ન્યારાનો પાડે, માયાતીતપણું દેખાડે;
જાય એસે નહી કોઈ દહાડે, વ્યાસ ગુલતાનરે. જેણે. ૩

---

## પદ. ૧

બજાવત એના. એ રાગ.

જંજાળ જાળ જુઠી, જંજાળ જાળ જુઠી, જરૂર જોઇ લીધી. જંજાળ. ટેક.
જંજાળી જાળથી, નીકળ્યો દયાળથી, તેથી માહા માયા રૂઠી. જંજાળ. ૧
આશા નીશાશા નાંખીને નાઠી, ત્રષ્ણાતો તરછટ ટુટી. જંજાળ. ૨
જોઇ બધી અવની, સૌને ભુખ ભવની, કોઇની ભરાઇ નહી મુઠી. જંજાળ. ૩
વલ્ભને વલ્લભ મોક્ષ મારગછે, ક્યારે જાઉ ઝટ પટ ઉઠી. જંજાળ. ૪

## પદ. ૨

ખલક ખેલ ખોટો, ખલક ખેલ ખોટો; જોઇ જોઇ જોજો. ખલક. ટેક.
ખલકનો ખેલછે, હીવાનું દીવેલ છે; તલશ્યો તેને ટોટો. ખલક. ૧
મનુષા દેહમાં, માયાના સ્નેહમાં ઘણાને ગરબડ ગોટો. ખલક. ૨
પહેલો ઘવાયો, હવે સવાયો; આવ્યો હીરો હાથ મોહોટો. ખલક. ૩
વલ્લભને દુર્લભ, સુલભ પડીયું, જ્યાં ત્યાં બજાવું સોટો. ખલક. ૪

## પદ. ૩

ભલેને જગ બોલે, ભલેને જગ બોલે; પ્રભુ તુથી સાચું, ભલેને. ટેક.
બોલે જગતડું, માનુ ગતકડું; છોને કોહોવાડી લેઇ છોલેને. ભલેને. ૧
નીંદા વણુ નીવારણ, પાપનું ન થાયે; દ્રઢ મનનો કેમ ડોલે. ભલેને. ૨
જેજે જગરાયા, લાગી તુજ માયા; પ્રેરક રૂદીયા ખોલે. ભલેને. ૩
વ્યાસ વદે ફરશું, આનંદ કરશું; ત્રષ્ણા તો તરણા તોલે. ભલેને. ૪

## પદ. ૪

અલોકીક વ્હાલું, અલોકીક વ્હાલું; મુમુક્ષુ જનોને અલોકીક. ટેક.
વ્હાલું અલોકીક છે, સૌથી અધીક છે; મીથ્યા માયાપદ ઠાલું. અલોકીક. ૧
અનુભવ સીદ્ધછે, જેમાં નવનીધછે; અવરમાં જીવ કેમ ઘાલું. અલોકીક. ૨
કાળતો નજીક છે, મરણની બીક છે; મોક્ષનો મારગ ઝપ ઝાલું. અલોકીક. ૩
વ્યાસ સુખ જાણી, કરે કમાણી; સત્ય સંગ સૌરડે ચાલું. અલોકીક. ૪

પદ. ૫

આવોને ભાઇ લડીયે, આવોને ભાઇ લડીયે, જ્ઞાનના મેદાનમાં, આવો. ટેક.
ન્યાયમાં કથશું, મુળ વાતે મથશું. તેમાંથી ખરૂ ચડે હડીયે. આવોને. ૧
પોથાંથી લડવું, મતો મતે પડવું, જ્ઞાન વ્હાલું ઘડીયે ઘડીયે. આવોને. ૨
લડવામાં સારછે, મુક્તી વીસ્તારછે, મોક્ષના મારગ પર ચડીયે. આવોને. ૩
સામા નહી થાઓ તો, વ્યાસ સામો થાશે, ચાહ્ય મારો લાકડીયે. આવોને. ૪

પદ. ૧

કાનુડો કામણ ગાળોયે; એ રાગ.

મનુષા દેહ શીદ ખુએરે, જીવલડા તું. મનુષા. ટેક.
મનુષા દેહ મળ્યો તને, પર્મ પદ આવ્યું કને;
કરી આ યોગ નહી બનીરે. જીવલડા તું. ૧
સ્વારથી ગુરૂનું માની, ન રહ્યો દાની કે ધ્યાની,
થયો મતમાં અભીમાનીરે. જીવલડા તું. ૨
સંપ્રદાય માન્યો સાચો, નીર્ણે કર્યો વણુ કાચો;
ગુરૂને નચવે ન નાચોરે. જીવલડા તું. ૩
જ્ઞાન ગુરૂ દરસાવ્યું, તે કયાં જઇને પર્ખાવ્યું;
વદે વ્યાસ શું નરખાવ્યુંરે. જીવલડા તું. ૪

પદ. ૨

સાચું સોધન કરી લેનેરે, મુમુક્ષુ મનવા. સાચું. ટેક.
સાચું સોધન કરી લેને, પુછ જ્ઞાનવાન તેને;
અનુભવ હોય જેનેરે. મુમુક્ષુ. ૧
અનુભવી નહીં વેરાગી, અનુભવી નહીં ત્યાગી;
અનુભવી જુએ જાગીરે. મુમુક્ષુ. ૨
લોકીકમાં દીસે પેહેલો, અલોકીકમાં વેહેલો વેહેલો;
જ્ઞાને ડાહ્યો ઘરે ઘેલોરે. મુમુક્ષુ. ૩
જંજાળીછે જગ્ત જાણે, ભગ્ત નીરાળો પ્રમાણે;
તેને વલ્લભ ઉર આણેરે, મુમુક્ષુ. ૪

પદ. ૧

ચાલ વ્હેલી અલબેલી પ્યારી રાધે; એ રાગ.

ભજો ભાઇ પુરણ બ્રહ્મ જ્ઞાન સાથે;
આવી વેળા ન ખોશો અન્ય વાતે વાતે કે. જ્ઞાનસાથે ટેક.
પરમ બ્રહ્મ પદ સર્વ થકી મ્હોટું,

જેની ગતીમાં તું આત્મા આળોટું;
વેદે વર્ણવ્યું તે નથી જરા ખોટું,
ભજ બ્રહ્મ; ભજ બ્રહ્મ, લેઇ સમ, એક દમ, પડેગમ, તે ઉતમ,
નથી કમ, મળે ઘાતે ઘાતે કે જ્ઞાન સાથે. ૧
મોક્ષ ઇછનારને તે સાચુ,
અવર ધ્યાન ધારણા તે કાચું,
ઉંડા ઉતરતાં મુળ રંગ રાચું,
બ્રહ્મ રૂપ, બ્રહ્મ રૂપ, છે અનુપ, જ્ઞાન કુપ, મર્તીરૂપ, ત્યાં તદ્રુપ,
બીજે ચુપ, ગુણ ગાતે ગાતે કે. જ્ઞાન સાથે. ૨
વદે વેદ એના સ્વરૂપને જાણો,
પછી મુક્ત થવા વૈરાગ આણો,
પ્રેમ લક્ષણા ભક્તીથી સુખ માણો,
મોક્ષ થાય, મોક્ષ થાય, તાપ જાય, તે ઉપાય, જેહ સ્હાય,
તેજ સ્હાય, વ્યાસ ગાય, છેવટ જાતે જાતે કે, જ્ઞાન સાથે. ૩

પદ. ૨

હોય સંસારી તેને મોક્ષ જોઇએ.
માયાપદ ઇચ્છે નહીં તે કોઇએ કે. મોક્ષ જોઇએ. ટેક.
મોક્ષ વીના માઈકને જે ચ્હાતા,
તેવા જીવ લક્ષ ચોરાશી જાતા,
ગર્ભે ગર્ભે વારંવાર અથડાતા,
દુખી થાય; દુખી થાય, બહુ કુટાય, ગોદા ખાય, ન ધરાય,
સદા ત્રાય, શાને મોહીએ મોહીએકે, મોક્ષ જોઈએ. ૧
જેને માયાથી માયા રહી લાગી,
તેતો ચોરાશી યોની લેછે માગી,
મોક્ષ વલ્લભ તેતો સભાગી,
શ્રેષ્ટ સુખ, શ્રેષ્ટ સુખ, નહીં દુખ, આનંદ સુખ, ત્રસ કુંખ,
નહી ભુખ, તે કયમ ખોઇએ ખોઇએકે, મોક્ષ જોઇએ. ૨

---

પદ. ૧

સાધુ જન શ્રમ ન કરીયેરે. એ રાગ.

વિપ્રવણ શ્રવણ ન ધરીયેરે, ધરે ધર્મ બધું ધોવાય. વી. ટેક.
વરણ માત્રના વિપ્રછે ગુરૂ, લખ્યું સ્મૃતી માંય;
વિપ્ર વિના અન્ય ઉપદેશ સુણે, તો નીચ યોની પળાય. વી. ૧

અવર વરણ ભક્ત હરીનો, હોય તોપણ શું થાય;
ગધેડી ગાયનું ચાઆહોઢ પણ, કદી ન ગાય ગણાય. વી. ૨
સામળુ દુધ દીસે દુરધાનું, પાન કર્યે પુષ્ટી થાય;
ઉજળુ દુધ દીસે આકડાનું, પણ પીધે જીવ જાય. વી. ૩
રશેલો રૂપીચો રૂડો દીસે પણ, તાંબાનો નવ્ય વેચાય;
કાળો ખાણુરો પણ રૂપાનો, વાવરે ત્યાં વવરાય. વી. ૪
કળી ખોટાને ખરો દેખાડે, દેખી મુરખ કર સ્હાય;
વલ્લભ કહે ઉત્તમ સમજણનો, ખોટામાં નવ છેતરાય. વી. ૫

પદ. ૨

બોધી બહુ માંથુ ન પકવોરે, બધુ મથન મીથ્યા જાય. બો. ટેક.
દધી મથનથી માંખણ નીકળે, જળ વલોવે શું થાય;
પાંગોઠાં તુટે વળી ગોળી ફુટે, રવૈયો ઘણો ઘસાય. બો. ૧
મેહેનતે મેંના પોપટ પક્ષીને, બોલવાનું શીખવાય;
પશુ સાથે રાત દહાડો લે મ્હેનત, પણ વાચાળુ ન થાય. બો. ૨
ઉંદર ખીશ્કોલી રીંછ વાંદર, એ પગે પંથ પળાય;
ડોળ કરે પણ મનુષ કેરો, બદલો નવ્ય વળાય. બો. ૩
જાતિ વીના કદી બોધ ન લાગે, લાગે તો શાન્તી સ્હાય;
નહીં કરેલું પણ કરે તો, રીત બધી બદલાય. બો. ૪
દીનતા ધરે ન દાન કરે વળી, સત્ય સંગ કરવા ચ્હાય;
તેમ ન થયું તો વલ્લભ વદે, બોધ ન લાગ્યો કાંઇ. બો. ૫

---

પદ. ૧

નફ્ટ ફ્ટ ફ્ટનરે એ રાગ.

જેણે સોધ્યો નહી સંસાર સાર, જીવત ધુળ ધાણી તેનુંરે;
ફરે લક્ષ ચોરાશી અવતાર, જીવત. ૧
ખુએ મનુષનો દેહ અમુલ; જીવત;
ભુંડા ભવમાં ભટકી ખાએ ભુલ, જીવત. ૨
સત્ય સંગ ન કર્યો ઘડીવાર; જીવત;
ખોજ કરી ખોળ્યો નહીં કીરતાર. જીવત. ૩
જેને લાગી ગયો માયાનો પાસ; જીવત;
ઘણું ધીક્કારેછે વલ્લભ વ્યાસ. જીવત. ૪

## પદ. ૨

સમાગમ કરી વિચાર્યું ન જેણે, તેણે તો ભોમી ભારે મારીરે;
સાર સોધ્યો નહી સંતને કેહેણે, તેણેતો. ૧
જેની સુદ્ધી બુદ્ધિ બાપડી બીચારી; તેણેતો;
બોલનો તોલ ન લે વિચારી. તેણેતો. ૨
ચાલે ગાડરામાં ગાડરૂ જેમ; તેણેતો;
જ્ઞાન વારતામાં ખાઇ જાય વ્હેમ. તેણેતો. ૩
માન્યો પરાયોને પોતીકો પંથ; તેણેતો;
વદે વ્યાસ લાગ્યો ઉપાધીનો તંત. તેણેતો. ૪

---

## પદ. ૧

રતનાર નેનાં બાંકે. એ રાગ.

માનો માનો કહ્યું કોઇ માનો; માનો માનો માનો. માનો. ટેક.
કળયુગ આવ્યો ધંધ મચાવ્યો, થઈ ફરે માહા મસ્તાનો; માનો. ૧
સહુમાં પ્રવેસીને શ્રોતા થયો છે, વશ્યો તે વક્તામાં છાનો. માનો. ૨
પુરેપુરો આપે ઉપદેશ અવળો, સત્ય બોધ નહીં પા આનો. માનો. ૩
વ્યાસની શીખ કોઇ વીરલા માને, ન ચઢે પવાઇને પાનો. માનો. ૪

## પદ. ૨

કાહાડો કાહાડો તત્તવ સાર; કાહાડો. કાહાડો કાહાડો કાહડો. કાહાડો. ટેક.
વેદનો હેતુ અવળો બતાવે, ફેરવ્યો દુનીયાનો દહાડો; કાહાડો. ૧
પોથાં વાંચીને ગોથાં ખવરાવ્યાં, શબ્દે ભાવાર્થ કર્યો આડો. કાહાડો. ૨
માનવા ન દે ગોષ્ટી જ્ઞાનીની, ખોટે ખોટો ખોદ્યો ખાડો; કાહાડો. ૩
વદે છે વલ્લભ ન્યાયથી નીરખો, વેષ ધરી બાંધ્યો વાડો. કાહાડો. ૪

## પદ. ૩

સારો સારો, છે સત્ય સંગ સારો, ટેક.
ન સમજે તેને નવીન ભાસે, અજ્ઞાને બાપડો બીચારો. સારો. ૧
કોઠી ધોઇને કાદવ કાહાડે, તેનો નાવે કદી આરો; સારો. ૨
ન્યાય નીતિને વિવેકમાં જોઈ, કરવો પુરણ પંથ પ્યારો. સારો. ૩
નીર શંશઇ જ્ઞાન ઘટમાં ગોઠવવું, એક મતે ચઢી શીદ હારો; સારો. ૪
વલ્લભ વદેછે તરંગ માયાનો, તરી શકે કોઇ તારો. સારો. ૫

## પદ. ૪

ખોયું ખોયું જીવત બધું ખોયું. ટેક.
લાલચે લપટયા, સગામાં સપટયા, ખરૂં હતું તે ખોયું. ખોયું. ૧
શોધન માયાનું, કાચી કાયાનું; સત્ય સાધન નવ્ય જોયું. ખોયું. ૨
અમુલ્ય હીરો હડતાવી નાખ્યો, પથ્થર ચીત પરોયું; ખોયું. ૩
વ્યાસ વદે અન્ય, નીંદા કરીને, વણ પૈસે પાપ ધોયું. ખોયું. ૪

## પદ. ૧

રાગ વેરાવળનો.

અરેરે ઇશ્વર માહારી શી ગતી, નથી જપ્યો તુજ જાપ;
જનમી જાણ્યું માયા સુખડું, પણ પુરો પરીતાપ. અરેરે. ટેક.
ગર્ભવાસમાં તેં બચાવિયો, બાહાર ત્યાર કર્યું દુધ;
તે સઘળાં ગુણ વિસર્યો, રહી નહી સુધ બુધ. અરેરે. ૧
વિશય વાસનાને વશ થયો, જેમ તન તજે તાત;
તેમ તજી થયો નારનો, એવી માયાની વાત. અરેરે. ૨
અતી અપરાધી છું આપનો, કૃતઘ્ની ગુણ ચોર;
માયા મેળવવા કારણે, કર્યા કરમ અઘોર. અરેરે. ૩
નઠોર નાસ્તીકને નીરદે, અપકાર કરનારો હુંજ;
વલ્લભ નમી નમી કરગરે, સાચો મા બાપ તુજ. અરેરે. ૪

## પદ. ૨

પ્રેરક પ્રભુ પ્રેરણા કરી, અરપ્યું મુળપદ જ્ઞાન;
પુર્વની કરણી ઉદે થઇ, ત્યારે આવિયું ભાન. પ્રે. ટેક.
અજ્ઞાની હોડો હોડયો હતો, માયાની મ્હોટી જાળ;
તેમાંથી ચિત્ત ખશેડીયું, એવા દીન દયાળ. પ્રે. ૧
પુરાણ પોથાં જોયાં નતાં, ન્હોતું વાંચ્યું વેદાન્ત;
ન્હોતા સાધુ સંત શેવિયા, તો પણ ભાગી ગૈ ભ્રાન્ત. પ્રે. ૨
શંસકૃત શાસ્ત્રો દીઠાં નતાં, ન્હોતા શેવ્યા ધર્માચાર્ય;
હરી ફરી કૃપા એક આપની, તેથી સુધર્યું સહુ કાર્ય. પ્રે. ૩
નિશાળ વિશાળ દીઠી નતી, ન્હોતો સુણ્યો ઉપદેશ;
અગમની ગમ આપી નાથજી, ખામી નહી લવ લેશ. પ્રે. ૪
જાણ્યું તું પણ જોવાયું નતું, તેથી રેહેતો ઉદાશ;
હવે દર્શણથી સીદ્ધ થયું, નિરભે થયો વલ્લભ વ્યાસ. પ્રે. ૫

## પદ. ૩

અપરાધ જોશો ન નાથજી; લેજો ચીત્ત તમ ચર્ણ;
જેવો તેવો પણ દાસછું, સદા રાખજો શર્ણ. અપરાધ. ટેક.
કુટીલ પણું કીધું હશે, કીધો હશે દુરાચાર;
તે ન જોતાં જોજો પ્રભુ, તમ નામનો આધાર. અપરાધ. ૧
આરે સંસાર નથી સુખનો, દુખનો ભારે ભંડાર;
વેહેવારની વડી વેદના, વળગ્યો પુરો પરીવાર. અપરાધ. ૨
સવળું કર્યે અવળું પડે, નથી યસ કોઈ દેશ;
દુરીજનની દુષ્ટ વર્ત્તીયો, સરખાં ઘેબરને ઘેંશ. અપરાધ. ૩
ભક્તિ કરૂં તો ઠરૂં ભાટડો, કરૂં નહીંતો નાસ્તિક;
જગ જીતાતું નથી જગપતી, રહી બેઉ બાજુ બીક. અપરાધ. ૪
માટે મળતો રહુ બેઉમાં, સહુ સમજો છો શામ;
પુરણ તમારો વિશ્વાસ છે, વિનવે વલ્લભરામ. અપરાધ. ૫

## પદ. ૪

કુલણુજી થોડા કુલજો, જાશો જમડાને હાથ;
તે વેળા તાહારૂં કો નથી, દેખી લ્યો દલ સાથ. કુલણુજી. ટેક.
ખાવું પીવું ને પેહેરવું; પ્રીય પ્રેમદા પુત્ર;
ધામ દામ દાસને દાગીના, તે માયાનું મળ મુત્ર. કુ. ૧
સંસાર રસ રૂડા રૂચતા, વળી હાસ્ય વિનોદ;
એ સહુ સુખ મુળ દુખનું, તને પ્રીય પ્રમોદ. કુ. ૨
કિરતીનું દાન દેનાર તું, જસના લોભીષ્ટ લાલ;
પણ આગળ મારગ દોહ્યલા, ભુંડા થાશે હવાલ. કુ. ૩
આજે તું છે ને કાલે નથી, નથી અમ્મર કાય;
ભુલ્યા તે ઝુલ્યા જમ લોકમાં, નરતા કુન્ડે કુટાય. કુ. ૪
કરો કીરતી કૃષ્ણ નામની, સાયુજ લેવા જપ જાપ;
વીવેકે વેણ જો વ્યાસનું, ટળે ત્રીવીધી તાપ. કુ. ૫

## પદ. ૫

જીવરાજ તારી શી ગતી, મતી માયામાં ભ્રષ્ટ;
હુંને માહારૂં મેલ્યાં નહીં, સવળું સમજ્યો ન સ્પષ્ટ. જી. ટેક.
વેદ વિદ્યા શટ્ શાસ્ત્રને, તેં માન્યું કૃત્રીમ;
જ્ઞાન તેં જાણ્યું સ્વારથી, રાખ્યો નહીં કાંઇ નીમ. જી. ૧

હરી કથાને હરી મંદીરો, તેને સમજ્યો દુકાન;
તીરથને તરફટ માનીયું, સાચું ધંધામાં ધ્યાન. જી.. ૨
વિત વનીતા વ્હાલાં ગણ્યાં, વાહાલો ગણ્યો પરીવાર;
જરાવસ્થા જ્યારે મળી, ત્યારે પડીયો વિચાર. જી. ૩
હું કોણ ને ક્યાંથી આવીયો, હવે ક્યાં હું પળેશ;
રહુ પણ રેહેવાવાનું નથી, વાહાલાંને ક્યાં મળેશ. જી. ૪
આતો વાહાલું એક વારનું, મરતાં સમજેછે મુઢ;
વલ્લભ વદે એ જીવને, પ્રાપ્તી નર્કના કુન્ડ. જી. ૫

## પદ. ૬

કોણ ગયા કાંઈ લેઇને, સહુ ગયા ઠાલે હાથ;
જેવો આવ્યો તેવો ગયો, ગયું નહીં કંઈ સાથ. કોણ. ટેક.
મ્હારૂ માહારૂં કરીને મુઆ, હુઆ ખલકે ખુવાર;
ખાધેલું પણ ખોવાઇ ગયું, શાંમાં નીકળ્યો સાર. કોણ. ૧
છેલપણુ તે છુટી પડયું, છુટી પડયું તેમ સર્વ;
હમતા મમતા છુટી પડી, છુટી પડયો સૌ ગર્વ. કોણ. ૨
ગયા મોટા મોટા રાજવી, ગયા ગરીબને ગ્રહસ્થ;
તો તાહારે જાવું જરૂર છે, થોડાથા હલમસ્ત. કોણ. ૩
ગરીબ સામો ગરવિષ્ટતું, ગર્વ કર ગૃહસ્થ સંગ;
તો તારો ટેક ધન્યછે, નહીતો બળ્યોરે ઢંગ. કોણ. ૪
વડા સંગ તારૂં ચાલે નહીં, ત્યારે મુકી દે ટેવ;
શીખ વલ્લભની સત્યછે, ભજને દેવાધીદેવ. કોણ. ૫

---

## પદ. ૧

ચાલો ચાલો ડાકોર જઇ વશીયે. એ રાગ.

બેસો બેસો સમાગમ કરવા, મ્હોટો સંસાર સાગર તરવારે. બેસો. ટેક.
જ્ઞાનની ગોષ્ટી મુક્તિ થાવાની, વૈરાગે વેહેવાર, નીસ્તરવારે. બેસો. ૧
પ્રેમ લક્ષણાથી, મોક્ષપદ પ્રાપ્તી, જન્મ મરણ પરહરવારે. બેસો. ૨
જ્ઞાન વૈરાગ્યને ભક્તિ ત્રીપુટી, વલ્લભ વિશ્વપતી વરવારે. બેસો. ૩

## પદ. ૨

હાંરે ધન્ય મોક્ષ મારગી લૈને, કર્યો સફળ મનુષ દેહ લૈનેરે. ધ. ટેક.
ધન્ય તેની માતને ધન્ય તેના તાતને, ધન્ય તેની શુભ કર્મનેરે. ધ. ૧
ભક્તિ બીજ પુર્વના પ્રારબ્ધનું તે, ઉગી નીકળ્યું ઝટ હૈનેરે. ધ. ૨

જ્ઞાન મેળવવું માહા દુર્લભ છે, બહુ બેઠા થાકી જેનેરે. ધ. ૩
ગાંઠ પડી ગટમાં પુર્ણ ઉલટમાં વલ્લભ તણો સાર સેનેરે. ધ. ૪

---

### પદ. ૧
#### રાગ ફુમાસ.

આશો જુલમ કર્યો જગદીસરે, રીસ રોમ રોમ વ્યાપી;
હવે કેમ કરીને ખશીસરે, ચીસ પાડી અહાપી. ટેક.
વિશ્વપતી તમે આશું કીધું લીધુંને પાછું દીધું;
નીવર્તી દે પ્રવર્તી કરીહે, કોઈ રીતે ન રાખ્યું શીધુંરે. લીધુને. ૧
આ કરણી કીયા જન્મનીતે, આવિને આગળ ઉભી;
જાળે વિંટાશે જીવડાહે, ત્યારે ખરાબ થવાની ખુબીરે. લીધુને. ૨
સંસાર સહુ સુખ દુખ જોયું, કાંઈ નથી રહ્યું બાકી;
કાહ્યર પણ હવે આવીયુંહે, ગયો વલ્લભ તારો થાકીરે. લીધુ. ૩

### પદ. ૨

અલ્યા કળેશ કરેછે શા માટરે, મુરખ જન મનવા;
કર્યે નહીં ટળે તારો ઉચાટરે, આશું બેઠો છે બનવા. ટેક.
બની બનાવી બની રહીછે, નહી બને તાહારૂં બનાવ્યું;
કરાનારા કરી થાકીયાહે, મ્હોટા વિરંચીનું નવ્ય ફાવ્યુંરે. મુરખ. ૧
કર્મ સંચીતે પ્રારબ્ધ બાંધ્યું, તે કોઇથી ના વછુટે;
પુરૂષારથ પરલોકનું હે, કરેતો અન્ય બંધન ટુટેરે. મુરખ. ૨
માઇક મનસુબા મનમાં રેહેશે, તનમાં તપશે ત્રીતાપો;
માયાતીત જો જીવડાહે, વદે વલ્લભ રાઝશે બાપોરે. મુરખ. ૩

---

### પદ. ૧
#### ભવ ભુંડામાં ભટકવું મેલી. એ રાગ.

પ્રેરક પ્રભુએ પ્રેરણા કીધી, આપ્યું અવીચળ જ્ઞાન;
પુર્વના પુન્યના પ્રારબ્ધ જાગ્યું, મળી ગયું સુળભાન. પ્રેરકે. ટેક.
પ્રભુ કપ્રાવણ અમોક્ષ ભાસે, કોણ દે સીધી સાન;
ખલ્કે ખવાર થયા ખોળી ખોળી, તપશી મુની વિદ્વાન. પ્રેરકે. ૧
હું દાસની દયા દલમાં લાવી, દ્રઢ ધરાવ્યું ધ્યાન;
અક્ષરાતીત તમે ઓળખાવ્યા, દે દીધું જીવતદાન. પ્રેરકે. ૨
દ્રઢતા બેસારી દ્રઢ કરાવ્યું, હવે ન થાઉં હેરાન;
પુરણ પરખાવ્યો ન્યારો રામજી, તેનું કરૂં રસ પાન. પ્રેરક. ૩

અવિનાશીપદ પામવા થયો, નીરદોશી અભિમાન;
વલ્લભ વદે રહો રેહેવું હોયતે, બંદા બન્યા ગુલતાન. પ્રેરકે. ૪

## પદ. ૨

પરમ પદ પરમેશ્વર પ્યારા, અમર અચળ અવિનાશ;
નોપમ નીરદોશ નીરબાધ નીરલપ, ચૈતન્ય ગતી ચોપાસ. ઉપાસો. ટેક.
નીરંજન નીરશંક નીરાધાર, સ્વગતે ભર્યું આકાશ;
જ્ઞાન ગતીની ગ્રંથી પડેલી, ગટગટ જેનો વાસ. ઉપાસો. ૧
અવર આરાધે ન મળે એ પદ, સર્વમાં માયાનો પાસ;
રીદ્ધી સીદ્ધી સુખજે જન ઇછે, તે જન અન્યનો દાસ. ઉપાસો. ૨
લક્ષચોરાશી અનુભવી જેણે, તેને ત્રીવીધીનો ત્રાસ;
વિદ્વાન જનને વિગત પડે નૈ, જ્ઞાની કરે મન કયાસ. ઉપાસો. ૩
મોક્ષ તણા અભીલાશી પ્રાણીતે, સોધી કરે અભ્યાસ;
માયાના મુસ્તક ચર્ણ મુકીને, વંઠયોછે વલ્લભ વ્યાસ. ઉપાસો. ૪

---

## પદ. ૧

### સારૂ સારૂરે સુરત શેહેર. એ રાગ.

ખરા ઉપદેશની નિશાળ, જગતમાં બહુ થોડી;
તેમાં ભણનારા કોક બાળ, જુગતે જોડી. ટેક.
સો નિશાળો સંસાર સારની, કોઇમાં નહીં કયાસરે;
વટ વેહેવાર વેહેપાર વસ્તીની, નિશાળો પચાસ. જ. ૧
ત્રીશ નિશાળો નામી ભગતની, કથા તથા મંદીરરે,
વેદ શાસ્ત્ર પુરાણ નિશાળો, બહુ ત્યારે પંદર. જ. ૨
જ્ઞાન તણી વાતો કરવાની, ચાર નિશાળો નેકરે;
અનુભવ શીદ્ધ જ્ઞાનની નિશાળો, વ્યાસવદે સોચે એક. જ. ૩

## પદ. ૨

તારૂં સરવૈયું તું કાઢ, પાપ પુન્યનું પાનું;
પછી પંથે પગલાં માંડ નથી હરીનું છાનું. ટેક.
વ્યહવારનાં જે કામ કર્યાંતે, પગલે પગલે પાપરે;
કર કાંટો ગ્રહી તોલ કરીજો, કાં માપીજો માપ. પાપ. ૧
માપમાં વધશે તોલમાં વધશે, કુકતની કમાઇરે;
કેટલાક દનનો ડુંગર કરેલો, તે કેમ જાય સમાઇ. પાપ. ૨

અજ્ઞાનનો અંધકાર થયેલો, વાળ્યો આડકયે કેમજાયરે;
એક ઉપાય કાઢવાનો કહે, જ્ઞાન દીપક જો થાય. પાપ. ૩

પદ. ૧

રાગ. કાફીનો.

છેતરપીન્ડી થશે જીવલડા, છેતર પીન્ડી થશે. ટેક.
કાચી કાયાનો ન કર ભરોંસો, દગો દેઈને જશે. જી. ૧
કર્ય કરવું હોય તે તુજ કરથી, પલમાં મ્હોં મ્હોળું થશે. જી. ૨
ચેતીશ નહીંતો ચુકી જવાનો, ઓચીંતું ખોળીયું ખસે. જી. ૩
તન તુટતાં તું કરે તરફડીયાં, દે હાટા નસે નસે. જી. ૪
કાચાનો તુજ પાકો ભરૂંસો, પાકાનો નથી કશો. જી. ૫
વલ્લભ વદે ઝડપાયો તે વેળા, શું વળશે હાથ ઘશે. જી. ૬

પદ. ૨

વિશ્વાસે ધાપ ખૈશ, જીવલડા, વિશ્વાસે ધાપ ખૈશ. ટેક.
પંડ પાણીના પરપોટા સરખો, તેના ભરોંસે ન રૈશ. જી. ૧
ઘણા દહાડા છે એમ ધારીને, ઓચીન્તો ઉપડી જૈશ. જી. ૨
ગાંસડી પોટલી સજ્યા વિના તું, વખતો વખત પસ્તૈશ. જી. ૩
દોરી લોટોને ભાથુ લીધા વણ શું પીશને શું ખૈશ. જી. ૪
વલ્લભ વદે ચેતી લે આગળનું અચેત દુખીયો થૈશ. જી. ૫

પદ. ૩

કયારે થશે પુરૂ, નીમીત મ્હારૂં, કયારે થશે પુરૂ; ટેક.
દીન દીન આયુશ, વધે વપુનો, જોઇ જોઇને ઝુરૂ. ની. ૧
અક્ષર ધામી અંતર યામી, મુળ જ્ઞાન દો ગુરૂ. ની. ૨
સંસારનો શ્રમ લેઈ લેઇ થાકયો, લાગે છે બહુ બુરૂ. ની. ૩
અચળેશ્વરને વલ્લભ ઇચ્છે, મન થયું છે સુરૂ. ની. ૪

પદ. ૧

દામોદર દુખડાં કાપોરે. એ રાગ.

હું પ્રેમ વડે પોકારૂરે, ઓ અક્ષર ધામી;
નથી બીજું બળ માહારૂરે, કહુ શીશ નામી. ટેક.
પ્રભુ માહારે તારે સર્વે રેહેવા નહી મરજી, તું સાંભળ મ્હારી અરજીરે. ઓ. ૧
પ્રભુ આતો સૃષ્ટી કષ્ટીની ભરેલી, માયાની કાયા કરેલીરે. ઓ. ૨

પ્રભુ કાયા ધાયા કરે જુઠ ધંધે, તે સત્યજ માન્યું અંધેરે. ઓ. ૩
પ્રભુ આશા ત્રષ્ણા રંડાઓ બે કપટી, વલ્લભ કેમ રહે લપટીરે. ઓ. ૪

## પદ. ૨

પ્રભુ માયાથી છોડાવોરે, વકીલ અમારા;
આ ભૌતીક બેડી તોડાવોરે, શરણ તમારા. ટેક.
પ્રભુ અક્ષર ધામી માનો માહારી પ્રીતમાં, મોકલો અક્ષરાતીતમાંરે. વકીલ. ૧
પ્રભુ પ્રેરક રૂપે વસોને મ્હારા ચીતમાં, જાવું ત્રીગુણાતીતમાંરે. વકીલ. ૨
પ્રભુ નથી ગમતું સંસાર કેરી રીતમાં, મળવું છે માયાતીતમાંરે. વકીલ. ૩
એવુ માગણ માગે વલ્લભ ગાઇ ગીતમાં, ચોટયું મન તુરીયાતીમાંરે. વકીલ. ૪

## પદ. ૩

ઓ અક્ષરધામી સ્વામીરે, છુટવા મન મ્હારૂં;
હું થાકયો વપુઓ પામીરે, બંધન છોડ ત્હારૂં. ટેક.
પ્રભુ તાહારા વશમાં, રેહેવાનું નથી ગમતું, અવાગમન નથી સમતુંરે, છુટવા. ૧
અક્ષરધામી તું પદ, સારૂ પણ માહારે ઓછુ, ઇછું તમથી પદ મ્હોટુંરે. છુટવા. ૨
જેમાં હેરો ફેરો ખાવાનો નહીં ખંતે; અખંડ સુખ સાચુ અંતેરે. છુટવા. ૩
અંતરયામી તાહરી કૃપાથી એ પદ પામું; જુઓ વહ્લભના સામુંરે. છુટવા. ૪

## પદ. ૪

મને તુરીયાતીત દેખાડોરે, આતો ઉપાધી.
આતમ જાળમાંથી કાહાડોરે, આવ્યુંછે યાદી; ટેક.
તુરીયાતીતમાં એકે અવસ્થા ન પામું, કેમ જોઉં તુરીયાના સામુંરે. આતો. ૧
અક્ષરાતીત ક્ષર અક્ષરથી છે જુદો, અતી આનંદ સમુદોરે; આતો. ૨
ગુણાતીતમાં રજ તમ સત્વ ન દેખુ; ત્યાં આ સુખનું શું લેખુરે. આતો. ૩
માયાતીતમાં માયાનું અંજન નાવે; તેણે વહ્લભને ફાવેરે. આતો. ૪

## પદ. ૫

આરોગો અક્ષરધામીરે, જુગતે જમાડુ;
બે ભુજને એક શીશ નામીરે, જુગતે જમાડુ. ટેક.
પ્રેમ રૂપ થાળી મુકી, તમ આગળ તમ દાસે, વ્રત્તી રૂપ વાટકા પાસેરે. જુગતે. ૧
જંખના રૂપી જળની, ઝારી ભરીને મુકી, હું શેવક કેમ જાઉં ચુકીરે. જુગતે; ૨
મનડા રૂપી મગદળ સુરબ્બોને મેવો, બહુ પ્રેમે માની લેવોરે. જુગતે. ૩
બુદ્ધી રૂપી બરફી, બીરંજને બદામો; લેજો ઉલોછું સામોરે. જુગતે; ૪
ચીતડા રૂપી રૈતું, ચટાકો ચટણી તીખી; સ્વાદમાં ન સમજશો ફીકીરે. જુગતે. ૫

અહંકાર રૂપી ઓરમુને, ઇદડાં બહુ મીઠાં જગમાં કોઈ વીરલે દીઠાંરે. જુગતે. ૬
ભાવ રૂપી ભજીયાં ભાજીને કચોળી, પ્રીતી રૂપ પાપડ પોળીરે. જુગતે. ૭
હેત રૂપી હલવોને, હૈડેપાક પુરો, લેતાં લાગે મધુરોરે. જુગતે. ૮
લક્ષણુ રૂપી લેહેચી, લાવશીને લાડુ; પછી જે માગો તે કાહાડુરે. જુગતે. ૯
સૌ તમારૂ તમને, ધરાવી અહંપદ આણે, છે માહારૂ કહી વીખાણેરે. જુગતે. ૧૦
પ્રભુ હું તો માહારૂ મેળવેલું તમને અરપુ, હું વીના સમરપુરે. જુગતે. ૧૧
જુઠા જગની જુઠી બડાઈઓને બોલી, વલ્લભની રૂદીયા ખોલીરે. જુગતે. ૧૨

પદ. ૬

ઓ દીન બંધુ સાંભળજોરે, અરજ અમારી;
આ સંસારમાં ઇચ્છુછુંરે, ભગ્તી તમારી. ટેક.
પુર્વના કરમે પડયો હતો ગર્ભવાસે, ત્યાં રહેતો હતો બહુ ત્રાસેરે. ભ. ૧
ગર્ભવાસમાં જાળવિ જાળવિ જીવાડયો, માહા કષ્ટથી અળગો કહાડયોરે. ભ. ૨
માને ઉદર બળતોતો જઠરાની જ્વાળે, ન્હોતો સુખી ત્રીકાળેરે. ભ. ૩
ઑરથી ખેંચી બાંધીને ગાંસઠી કરીતી, સુધબુધ શક્તી હરીતીરે. ભ. ૪
મળમુત્રની ખાણીમાં રાતદીન રોળાતો, દુરગંધીમાં ઝોળાતોરે. ભ. ૫
એવાં એવાં અનંત દુખથી છોડાવ્યો, બાંધેલો બંધ તોડાવ્યોરે. ભ. ૬
તમે જે કર્યું તે બદલો નથી વળીયો, માયામાં અઢળક ઢળીયોરે. ભ. ૭
અતી આપના ગુણો વલ્લભે લીધા સોધી, તે ગુણનો થયોછું પોધીરે. ભ. ૮

પદ. ૭

આ જનમી જોયું સુખડુંરે, ફક્ત તમારૂં;
આ દુનીયા દારૂણ દુખડુંરે, કરમ અમારૂ. ટેક.
ગર્ભથી છોડવી માને સ્થાને પય ભરીયું;
મેં પોશણ તેથી કરીયુંરે. કરમ. ૧
જનમ્યા પછી જીભડીએ શુલીયા આવ્યા;
તેણે દુખ દઇ રડાવ્યોરે. કરમ. ૨
ઉટાટીયાને વા વાવળી ઓરી બળીયા;
રત્વાથી બહુ ખળભળીયારે. કરમ. ૩
એવાં દુખથી બચીને રમવામાં રીઝ્યા;
ત્યારે માબાપો ખીજ્યાંરે. કરમ. ૪
મારી ઝુડી મુકી દીધા નિશાળે;
રડયા મહેતાની પસ્તાળેરે. કરમ. ૫
ભણતાં ભણતાં મા બાપે ડામ દેવા માંડયા;
શું ભણી પાટલા ફાડયારે. કરમ. ૬

એવું બોલી ભણવું છોડાવી રળવા નાંખ્યા;
રળતા પણ ભુંડુ ભાંખ્યાંરે. કરમ. ૭
રળી રડયાએ રંડાને દાગીના કરીયા;
અમ પેટે શીદ અવતરીયારે. કરમ. ૭
પરણાવીને પરના કરી કરે કડાપો;
એ અવતારના અદાપોરે. કરમ. ૯

## પદ. ૮

આ દુનીયા દુખનો દરીયોરે, જનમ ધર્યામાં;
સંસારમાં કોઇ નથી તરીયોરે, કરમ કર્યામાં. ટેક.
રળ્યું મળ્યું રંડા દબાવીને બેસે;
પછી પુત્રના પક્ષમાં પેસેરે. જનમ. ૧
પુત્રનું ખેંચે તેટલું પતીનું ન ખેંચે;
પછી ઘડપણમાં નર હેંચેરે. જનમ. ૨
ઘડો ગોદડી તુટમુટ ખાટલી એક આલે;
ખુણામાં ખોશી ઘાલેરે. જનમ. ૩
થારી ભરી ભાણુ હડશેલી મુકે ખુણે;
વ્રધનું બોલ્યું કોણુ સુણેરે. જનમ. ૪
બાળ તણાં બાળોને, હીંચોળી દહાડા કાહાડે;
પછી મરતાં ઉંટ બરાડેરે. જનમ. ૫
પરવશ પડયો પુન્યદાન કરવાનું કયાંથી;
છેતર પંડી થઈ ત્યાંથીરે. જનમ. ૬
એવાં દુખડાં દેખી પસ્તાયો પુંઠે મનવા;
વ્યાસ ચાહ્યો હરીજન બનવારે. જનમ. ૭

---

## પદ. ૧

રાગ ગોડીનો.

અમર થયા નામ ગાયે, જો જીવ તું, અમર થયા. ટેક.
નામ ગાઇ નામ અમર કરેલું, છે, નરસઇ મેહેતાયે. જો. ૧
ખરીખંતથી ભક્તી કરીને, કર્યું નામ અમર મીરાંયે. જો. ૨
કેં નામ માટે બાંધે હવેલાં, તે ખડ માટી થઈ જાયે. જો. ૩
નામ માટે કૈં જમણુ જમાડયાં, તે વહી ગયું વિષ્ટાયે. જો. ૪
કૈં નામ માટે કરે વાવ્ય કુવા, તે ગયા પુરાએ પુરાયે. જો. ૫
વંશના નીરવંશે નામ નાઠેલાં, રહ્યાં નામ હરીગુણ ગાયે. જો. ૬

### પદ. ૨

ખરૂ સમજ્યા વણુ ખાલી, ઓ ભગતો, ખરૂ સમજ્યા. ટેક.
ખરૂ સમજીને ખરૂ ખડગ સ્હાલું, ખરા સુરાને ઝાલી. ઓ. ૧
કામજ્વર વણુ કરે સુખવાતો, વ્યંઢળ વિહારની ઠાલી. ઓ. ૨
પત્રનું મુળ ડાળીનુ મુળ થડ, થડનુ મુળ લ્યો ન્યાળી. ઓ. ૩
ઓખદ કહે કાંઈ વ્યાધી ન નાસે, સમજો વ્યાસનો સંગ ઝાલી. ઓ. ૪

---

### પદ. ૧

પાવતે ગઢથી ઉતર્યાં. એ રાગ.

ભૈ અલક રામ ભજ ભાવથી, હવે મરવુંછે;
મુનશા દેહ મોક્ષનું દ્વાર, તેમાં તરવુંછે.
ભૈ સંસારમાં સાર છે નહીં, હવે મરવુંછે;
ગયા ચોરાશી અવતાર; તેમાં તરવુંછે. ૧
ભૈ ભૌતીકના દેહ મુકવા, હવે મરવુંછે;
ધરવું અભૌતીક ધ્યાન, તેમાં તરવુંછે.
ભૈ મોહ માયા ઉતાર, હવે મરવુંછે;
થા માયા રહીને સાવધાન તેમાં તરવુંછે. ૨
ભૈ લોકીક નહીં કાંઇ કામનું, હવે મરવુંછે;
અલૌકીકનું પુરણ કામ, તેમાં તરવું છે.
ભૈ ફંદ રહીત આનંદમાં, હવે મરવુંછે;
વદે વ્યાસ અચળ આરામ, તેમાં તરવુંછે. ૩

### પદ. ૨

ભૈ મોક્ષ મારગ ઉપદેશ; તે તમ માટે છે;
ચાહ્ય માનો ન માનો કોય, માહારે સીર સાટેછે.
ભૈ વેદ શાસ્ત્રનું તત્વ, તે તમ માટે છે;
સાન્તીથી સમાગમ હોય, મારે સીરસાટે છે. ૧
ભૈ અલોકીકનું ધ્યાન, તે તમ માટે છે;
પરખી લ્યો પુરણ તેહ, માહારે સીર સાટે છે.
ભૈ સત્ય સમજણની શીખ, તે તમ માટે છે;
અખન્ડાનંદનો સ્નેહ, માહારે સીર સાટે છે. ૨
ભૈ સરવે સ્વાદનો સ્વાદ, તે તમ માટે છે;
થશે સુણતાં પુરણ પ્રેમ, માહારે સીર સાટેછે.

ભૈ મુનશા દેહ અવતાર, તે તમ માટે છે;
તેમાં વલ્લભ ભુલે કેમ, માહારે સીર સાટેછે. ૩

## પદ. ૩

ભૈ ચેતીને સહુ ચાલજો, કળી કાળેરે,
જોઇ જોઇને દેજો ડગ, ઝીકશે જાળેરે;
ભૈ અવળું સવળું ભાસશે, કળી કાળેરે,
જાગ્યો કુકરમી ઠગ, ઝીકશે જાળેરે. ૧
ભૈ ધરમ દેખશો જે જગે, કળી કાળેરે,
ત્યાં પુરણ હશે અધર્મ, ઝીકશે જાળેરે;
ભૈ સત્ય દીસે ત્યાં અસત્ય ઘણુ, કળી કાળેરે,
દીસે પવીત્ર ત્યાં કુકર્મ, ઝીકશે જાળેરે. ૨
ભૈ નીતી હશે ત્યાં કર્પીપણુ, કળી કાળેરે,
જ્યાં વિદ્યા ત્યાં નહી જ્ઞાન, ઝીકશે જાળેરે;
ભૈ બોધી ત્યાં લોભી હશે, કળી કાળેરે,
હોય ત્યાગી ત્યાં અભીમાન, ઝીકશે જાળેરે. ૩
ભૈ સંતનામ ત્યાં ક્રોધ ઘણો, કળી કાળેરે,
હશે પાખંડ ત્યાં ધામધુમ, ઝીકશે જાળેરે;
ભૈ બાજીગરનું દેખામણુ, કળી કાળેરે,
વદે મુળ બ્રહ્મનો ગુલામ, ઝીકશે જાળેરે. ૪

## પદ. ૪

કળજુગડા તેં ગજબ કર્યો, બધે આવીને,
ઘાલ્યું ધરમમાં ઘરબોળ, ખેલ મચાવીને;
અલ્યા સચરાચર તું વાપીયો, બધે આવીને,
કંઇ રીસમાં વાળ્યો રોળ, ખેલ મચાવીને. ૧
કંઇ આચાર્યોને બઝાડીયા, બધે આવીને,
કંઇ બઝાડીયા વિદ્વાન, ખેલ મચાવીને;
કંઈ બ્રાહ્મણોને ભ્રષ્ટ કર્યા, બધે આવીને,
કંઇ શુદ્રો કર્યા મસ્તાન, ખેલ મચાવીને. ૨
કંઇ જ્ઞાન ઠરાવ્યાં ઘેલડાં, બધે આવીને,
કંઈ સાચા પાડીયા જુઠ, ખેલ મચાવીને;
કંઇ ન્યાઇને અન્યાઈ કર્યા, બધે આવીને,
કંઇ કર્યા દાનેશ્વરી ભુઠ, ખેલ મચાવીને. ૩

કંઈ અવળા અરથ કર્યા વેદના, બધે આવીને,
તેં પુરાણ ઠરાવ્યાં ગપ, ખેલ મચાવીને;
તેં શાસ્ત્રો સપાટામાં ઠેરવ્યા, બધે આવીને,
વદે વ્યાસ લોભી કર્યાં ગપ, ખેલ મચાવીને. ૪

## પદ. ૧

### રાગ નરભાના પદનો.

હરી માહારો હીરોરે, વીરા માહારો હોય તે જાણે;
પરખે કોઇ ઝવેરીરે, બીજો તે શું ઉર આણે. ટેક.
હીરો બિરો ઓળખે, અવરને શી બુજ;
જેને અગમની ગમ નથી, તેને પડે નહિ સુજ,
સત્ય સમાગમ વીનારે, મુરખ જન મત તાણે. હરી. ૧
ધોબી પરખે ધોવણો, કુંજરો પરખે શાક;
સોની પરખે સોવણો, લુહાર પરખે ત્રાક,
અનુભવ જે જેનેરે, તેને તેતો વીખાણે. હરી. ૨
રાણો પરખે ખાંડણું, મોચી પરખે ચામ;
જ્ઞાની પરખે જ્ઞાનને, ખમાર પરખે આમ,
વલ્લભ તો વદેછેરે, સમજે તેતો સુખ માણે. હરી. ૩

## પદ. ૨

વીચારી લ્યો વીરારે, અધીરા કેમ થાતા નથી;
રહ્યાછો વિશ્વાસેરે, જીવ્યાની છે આશા અતી. વી. ટેક.
પગલે પગલે ઢગલે ઢગલે, ડગલે ડગલે કાળ;
શીશ ફરે ફેર પુંદડી, તેને તું સંભાળ,
ઝડપી ઝાલે ડોકુંરે, થાશે તવ શી શી ગતી. વી. ૧
માયાને તું સાચવે, રખે કૈંક ફસૈશ;
સાચવું સૌ શા કામનું, જીવતો હૈશ તો ખૈશ,
નહીંતો શું ખાવાનોરે, વલ્લભ આપે શુભ મતી. વી. ૨

## પદ. ૩

### નરભો દેશ નાંણુંરે. એ રાગ.

જીવ ઘણો ઘુંચાયોરે, ગોવિંદ તારી ગટમાળમાં;
કાળજડું ફટકીયુંરે, ફોગટ ફાંફાની ફાળમાં. જીવ. ટેક.
ભયમાંને ભયમાં ફરૂછું, બહુ લાગે છે બીક;
અવર અવતારો જોઇને, આવે છે હૈએ હીક,
બીક બીક એ દેહીરે, ડુબ્યો દુખ વિકરાળમાં. જીવ. ૧

કાયા માયાને જાયામાં, લાગ્યો જનમથી સ્નેહ;
મ્હારૂં તાહારૂં કરતાં શીખ્યો, માત પીતા દે દેહ.
જેવી માંખ મદનીરે, કરોળીયાની જાળમાં. જીવ. ૨
પંચ વિશયના સ્વાદે માર્યો, તે જીવ સમજ્યો હોણ;
દીઠી દુનીયા દાજતી દવમાં, તમવણ બચાવે કોણ,
જેમ પ્રથમ બચાવ્યોરે, ગર્ભે જઠરાની આળમાં. જીવ. ૩
બચાવતા આવ્યા છો બાપા, તેમ બચાવો આજ;
વ્યાસ વદે અવતરવું મરવું, તેનો ત્રાસ માહારાજ. જીવ. ૪

## પદ. ૪

ભુલ્યો તે જન ભટકયોરે, લટકયો લક્ષ્મીના લોભે;
સદા સુખથી અટકયોરે, ભજન ભક્તી મુકી મોભે. ભુલ્યો. ટેક.
ભગ્તી મુકી રહ્યો ઝુકી, જર જોરૂમાં લીન,
ગુલાંટ માર્યો વણ રહે તરસ્યું, ગંગા જળમાં મીન;
તેમ સત્સંગ વિનારે, જીવ કદી નહી થોભે. ભુલ્યો. ૧
રળી ખપી રંગ મ્હાલ બનાવ્યા, રેહેવા રમવા રંગ;
શીતળ પડીશ કયારે જયારે, ગાત્ર થવાનું ભંગ,
તે વેળા વિમાસેરે, શોભાવ્યે કશુ નહી શોભે. ભુલ્યો. ૨
પાણી પેહેલી પાળ બાંધતું, પાછળથી પસ્તેશ;
આવું ખરૂ નહી કહે કોઇ, જરૂર ખાસડાં ખૈશ,
ત્યારે તું રડવાનોરે, વલ્લભ મન ચઢયું ક્ષોભે. ભુલ્યો. ૩

---

## પદ. ૧

થઇજા હરીને સરણ. એ રાગ.

તાહારૂં ધાર્યું નહી થશે, જીવડા, તારૂ ધાર્યું નહીં થશે;
તુજને લાંબી આશા હશે. જીવડા. ટેક.
કોણે ન ધાર્યું લક્ષ્મી માહારે, લાવે નહીં આવશે;
ધારનારા ઢળી ગયા ધરણમાં, ધાર્યું ન બનીયું કશે. જી. ૧
ઉદ્યોગને આગેવાન માને, આકીનવાન તે હસે;
કદી ઉદ્યોગે લક્ષ્મી મળીતો, મુકી અળગો નવ ખસે. જી. ૨
ઇશ્વર કયાંછે ઉદ્યોગ સાચો, એવોજ વિશ્વાસ વસે;
એમ કરતાં ઉદ્યોગમાં ખોયું, તો મુખ ગાંડે ઘસે. જી. ૩
હરી કૃપાવણ ઉદ્યોગ તારો, ભલું કરી નહી ભશે;
વલ્લભ વદે અજમાશ કરીજો, કાં ખાટલો ખેજશે. જી. ૪

## પદ. ૨

ડાહાપણુ તારૂં બાળ્યું, જીવડા, ડાહાપણુ તારૂં બાળ્યું.
જોલ્યા જીવતર બધું ધુળ મળ્યું. પ્રાણીયા. જીવડા. ટેક.
રસ વિષયથી ખાધુ ખારૂં, ખાટુ તીખુ ગળ્યું;
જમણુ જમીયો જીવતાં સુધી, તોપણ મન ના વળ્યું. જી. ૧
શબ્દ વિષયે ગાયન ગમ્મત, સાંભળવા ભાન ભળ્યું;
રૂપ વિષયથી રૂપ રંગ નીરખ્યા, ચોકસ ચીતડુ ચળ્યુંરે. જી. ૨
ગંધ વિષયથી અત્તર ફુલેલ, પુષ્પ પીંમળ દીલ ઢળ્યું;
સ્પર્શ વિષયથી વીમાને વપુએ, હૈયાનું હેત હળ્યું. જી. ૩
વણ ત્રસીનું સુખ ભોગવ્યું, સદૈવ દુખના ટળ્યું;
વ્યાસ વલ્લભ ઉપદેશ કરેછે, સમજ શીંગનું સળ્યું. જી. ૪

## પદ. ૩

પ્રથમ બોલ્યું ના પળ્યું, પ્રાણીયા, પ્રથમ બોલ્યું ના પળ્યું.
તારા કાળજાનું કપટ ના કળ્યું. પ્રથમ. ટેક.
ગરભવાસમાં ગંદુ ગોબરૂં, તે દુખે દીલ ડળ્યું;
બાહાર નીકળી બાહાદુર બનીયો, માયાયે મન છળ્યું. પ્રા. ૧
દુરગુણી દુનીયામાં દુખ પડે ત્યારે, થાય મન બળ્યું ઝળ્યું;
વળી આશા ત્રષ્ણા ઉપડે તવ, ખાળે નવ રહે ખળ્યું. પ્રા. ૨
એમ અતી દીન કરી ઉપાધી, ધાર્યું ફળ ના ફળ્યું;
થાકયા વણ આવી વ્રધાવસ્થા, વસ્ત્ર રૂપી વપુ જળ્યું. પ્રા. ૩
પર જીવને પોસાયો નહી તેં, ખાધુ નહી તારૂં રળ્યું;
વલ્લભ વદે ભટકાયા ભવમાં, બગડયું તાણ્યુંને તળ્યું. પ્રા. ૪

---

## પદ. ૧

શેઠ સગાળશા સાધુને સેવે. એ રાગ.

ભણી ભણી ભારે ભુલ્યોરે, માટે મ્હા માયામાં ડુલ્યોરે. ટેક.
વેદ વાણી છે શું સીદ્ધ કરવા, તેના ન કીધો વિચાર;
આંધળો આખી અવની ફર્યો પણ, દીઠુ નહી તલભાર. ભ. ૧
સીંધુ વલોવી રત્ન કાઢતાં, છેવટ નીકળ્યું વિષ;
વિચાર વણ વિદ્વાન વિષ કાઢે, કાં ગુરૂ કાં શિષ્ય. ભ. ૨
તત્વ ન જડીયું છુટી પડીયું, ભણીને થયો ભ્રમ;
અર્પે જ્ઞાન વલ્લભ ટુંકમાં, સોધી લ્યો અનુક્રમ. ભ. ૩

## પદ. ૨

ભણી ભણી ભીખો માગીરે, વિદ્વાનોની એ વરણાગીરે; ટેક.
વેદ વિદ્યાની વાણી શીખ્યા, ભીખ્યા ઘેરે ઘેર;
હા હો કરીને મેળવી માયા, કલ્યાણ તે કેઇપેર. ભણી. ૧
શાસ્ત્ર શીખીને માર્યા સપાટા, ગપાટા ટાઢે પહોર;
વાકયોને વિભક્તી વ્યાકરણો, વળગાડયા ઠોર ઠોર. ભણી. ૨
પુરાણ પોથાં પુરણ પીખી, માયામાં મુકી દોટ;
નટ દ્રષ્ટી દોરપર રાખે પણ, પૈશા ઉપર ચોટ. ભણી. ૩
તેમ કળીમાં વિદ્વાન દ્રષ્ટી, લોભ ભરેલી ઉર;
વ્યાસ વદે પરમપદ તેથી, સો જોજન છે દુર. ભણી. ૪

## પદ. ૩

ભજી ભજી લેટયો લીધીરે, કળીયે કારીગરી કીધીરે. ટેક.
ધંધો કરી ધન પેદા કરવું, ધર્મ નામે ધન છોડ;
સત્ય સંગમાં સ્વારથ નવ કરવો, કર્યોતો માંથા ફોડ. ભજી. ૧
લેનાર આંધળો દેનાર આંધળો શ્રોતાને વકતા સર્વ;
જગતમાં ભગત કેવરાવા, અંતઃકરણમાં ગર્વ. ભજી. ૨
માયા મહતાનો મોહ તજીને, ભજો ભજાવો રામ;
તે વણ કાંઇ સ્વારથ સાર્યોતો, જમપુર થાશે ઠામ. ભજી. ૩
કોનું સુધારે છે કોનું સુધરશે, તું તાહારૂ સુધાર;
વલ્લભ વદે ધર્મમાં ધંધો, કરતાં જીવડો વાર. ભજી. ૪

## પદ. ૪

જુઓ ભગતોની ભવાઇરે, સોધીને શી કાઢી નવાઇરે. ટેક.
પદ જોડયાં ને ભજન જોડયાં, કીરતન જોડયાં કરોડ;
જગત જાણે તેનું જોડણ જોડયું, પીષ્ટ પીશણ શીશ ફોડ. જુ. ૧
મરવાનું સૌને બળવાનું સૌને, તે નથી જાણતો કુણ;
માયા છે મીથ્યા કાયા છે મીથ્યા, તેમાં શા ગાયા ગુણ. જુ. ૨
જુઠું ન બોલવું નીતી પાળવી, ન ચોરવું પર ધન;
હિંશા ન કરવી જાર ન રમવો, તજવું પ્રપંચી વચન. જુ. ૩
એવી શીખામણ સૌ સગાં દેછે, તેમાં શું ઇશ્વરી જ્ઞાન;
આવાગમન ટળવાનું વલ્લભ, તેમાં જરા દ્યો ધ્યાન. જુ. ૪

## પદ. ૧

કે સમરણ કરતાં શરમ શાની. એ રાગ.

કે અહો બ્રહ્માનંદ પરમાનંદને,
પાટુ પ્રહાર ઘો માયા ફંદને. કે અહો. ટેક.
કે પર્માનંદ બ્રહ્માનંદમાં રેહેછે, અલ્પાનંદ માયા મહીં વેહે છે;
જુઓ વેદ પુરાણ પોકારી કેહેછે. કે અહો. ૧
કે અચળીત બ્રહ્માનંદ મ્હોટો, કે માયાનો માહ્યા ગરબડ ગોટો;
પડયો તેનો જન્મ થયો ખોટો. કે અહો. ૨
કે અનુભવ્યું નથી બ્રહ્માનંદ જેણે, કે ભોમી ભાર શીદ કર્યો તેણે;
સમજો કોઇ વલ્લભને મેહેણે, કે અહો. ૩

## પદ. ૨

કે ખરૂં ખોટું સમજીલે જકીયા;
પુરૂ સાંભળ્યા વણ શું છકીયા. કે ખરૂ. ટેક.
કે તાહારે કામ મોક્ષનું કે બીજુ, સુમતનું શીદ કાઢછ ત્રીજુ;
સાચ જુઠ જાણ્યા વણ કયમ ખીજું. કે ખરૂ. ૧
કે જોવું જોઇએ ન્યાય નીતીથી; પરમપદ પરોક્ષ પ્રોતીથી;
શમજ સત્ય સિદ્ધી લીટીથી. કે ખરૂ. ૧
કે પ્રષ્ણ પુછવા માં આડો અવળો, સાચાનો સાર સૌ હોચે સવળો;
વલ્લભ વદે કીમત વીના ટવળો. કે ખરૂ. ૩

## પદ. ૩

કે ભગવત ભજવા ભગત જનને;
લોકીક કેહેણી લાવવી નહી મનને. કે ભગવત. ટેક.
કે આદ્ય વ્હેર જગત ભગતને છે, કે આદ્ય વ્હેર દેવ દાનવ લેછે,
કે આદ્ય વ્હેર જ્ઞાન અજ્ઞાન બે છે. કે ભગવત. ૧
કે લોક કેહેણુ સઘળું સહ્યન કરવું, કે દુરાચારી દુનીયાથી ન ડરવું,
પાપમાં પગલું ભયથી ભરવું. કે ભગવત. ૨
કે નાડે નરવા રહી જે ફરશે, કે કેહેનારા તેને કહી શું કરશે,
વદે વ્યાસ કપટ હશે તો મરશે. કે ભગવત. ૩

## પદ. ૪

કે ખરા ભગ્ત જગ્તથી નથી ડરતા,
બ્રહ્માનંદ પદમાં આનંદ કરતા. કે ખરા. ટેક.
કે જેણે પરમા નંદને જાણ્યો, તેતો સર્વ વિશ્વમાં સુખ માણ્યો,

દેખી દુરી જનને આવે તાણ્યો. કે ખરા. ૧
કે મેઘ જળ તણી વ્રષ્ટી થાયે, જવાસાનું ઝાડ તવ સુકાયે,
ઇરીશ્યા વંત તેમ બળી જાયે. કે ખરા. ૨
કે બળે તેમાં બીજાને દુખ શાનું, ભલે ભશી ભરે પાપનું પાનું,
વલ્લભ વદે નથી પતીનું છાનું. કે ખરા. ૩

---

## પદ. ૧

જોલ્યા જીવ જનમી શું. એ રાગ.

જો વિચારી ધારી ધારી, સત્ય શું જાણ્યું;
ધર્મી કેવરાવવાને, ટીલડું તાણ્યું. ટેક.
ટીલડાં તાણ્યાં અજાણ્યાં, કોટે કંઠીયો;
નમી દીનતા દેખાડી, પાકો ગંઠીયો.
જ્ઞાન ન જડ્યું ભગ્તાણુ, તેથી વિખાણ્યું. જો. ૧
નાહ્યો નીરમળ જળ, ગંગામાં જઇ;
ઉપરનો પાળ્યો છોશ, દોશ દલની મહી,
હરી જન ઠરવાનું, હંપદ આણ્યું. જો. ૨
કીરતી જગત માંહી, થાવા ઇચ્છતો;
કોણુ મુળ મોક્ષ તેને, નથી પીછતો;
પુછેછે વલ્લભ અલ્યા, તત્વ શું તાણ્યું. જો. ૩

## પદ. ૨

સામાને ગદાવી પોતે મરેછે ગદી, લાંબી લાંબી વાતો કરે વિદ્વતા વદી. ટેક.
ઝાલી જ્ઞાન વાત તેનો, લાવીદે છેડો; તેવા જ્ઞાન વાન તણો, પાર છે બેડો,
મોક્ષની આનંદ વાત, કાડે નીશદી. લાંબી. ૧
જ્ઞાન વાનને વિદ્વાન બેમાં ફેર છે, તેટલું ન જાણ્યું જેણે તે અંધેર છે;
કયાં ચોમાશી ખાબડુને, કયાં સદા નદી. લાંબી. ૨
ન જાણે તે જણવે શું અન્યને ખરૂં, ભોળવવા ભગતો ને, મુકી દો પરૂં;
ન બગાડો વ્યાસ વદે કોઇનું કદી. લાંબી. ૩

## પદ. ૩

વેદ શાસ્ત્ર ઉપ્રી શદ, ની ભણી કથા, તત્વ સમજાણું નહી સાંભળ્યું વ્રથા. ટેક.
આત્મા પરમાત્મા તણુ જાણુ ન થયુ, સ્રોતાને વક્તાનું સહુ, નીસ્ફળ ગયું;
જ્ઞાન કથા નામ પાડી, મેળવ્યા જથા. તત્વ. ૧
દુધ દધી તક્ર તણી જાણી વારતા, તેનું તત્વ માખણુતે શાને ધારતા;
ન જાણ્યું તો સાંભળી તે મોહાની મથા. તત્વ. ૨

કોણ પોતે શું પોતાનું જાણ્યું ન જરા, નાહક પન્ડીત નામ પાખન્ડી ખરા;
વદે વ્યાસ કથા તેતો, પારકી તથા. તત્વ. ૩

## લાવણી પદ. ૧

તું કામણ કરી કયાં જાય. એ રાગ.

ભોતીક ચોરાશી લક્ષ, દેણુ દે વાળી;
ધ્રીક ધીક ધીક અધીક, જીવ જંજાળી. ટેક.
નથી નથી જરાએ લાભ, આભ ટુટવાનું,
જો મળ્યો પશુનો દેહ, કરમ કુટવાનું;
પછી સપનામાં નહી સુખ, દુખ જો ન્યાળી. ધ્રીક. ૧
પરવશ પડવાનો પ્રાણ, તાણ ખાવાની,
નહી જ્ઞાન શક્તી કે ભક્તિ, મુક્તી થાવાની;
માટે સત્ય સમાગમથી, દેહનું દરદ દે ટાળી. ધ્રીક. ૨
અરેરે તું તાહારૂં શીદ, બીગાડે બાપુ;
નાહક મુનશા દેહ, પડયું તુને ટાંપુ,
તેં પુત્ર પરીવાર કાજ, કરી કૃતી કાળી. ધ્રીક. ૩
જો ગયા વ્રધ તાહારાં, તેણે ફીકર ઘણી રાખી,
પણ રહ્યાં નહીને ગયાં, તુજ શીશ નાંખી;
અલ્યા તે વ્રધ વીના તારૂં કાંઇ રહ્યું નહી ખાળી. ધીક. ૪
તેમ તુજ વિના કાંઇ, નથી ખળ્યું રહેવાનું;
મીથ્યા અહંપદ મન આણી, સંકટ શેહેવાનું.
વદે વલ્લભ જીવડા, બેશ ઢીંચણીયાં ઢાળી. ધ્રીક. ૫

## લાવણી પદ. ૨

અલ્યા મોહ માયાના, ફંદે પુટશે લમણાં;
આ સંસારનાં સૌ સુખ, સમજજે સમણાં. ટેક.
જેને તું માનછ માહારાં, તે નહી તાહારા;
નથી થયો અનુભવ ત્યાં, લગી સરવે સારાં.
જો રળછ ખપછ તેથી, માન્ય મળેછે હમણાં. આ. ૧
થાય વ્રદ્ધા વસ્તા, તવ તું લેજે તપશી,
સહોદર નહી પુછે ભાવ, દશા માહા રાશી.
તે વેળા ભવમાં, બુડયો થશે એમ ભ્રમણા. આ. ૨
હરી હરી કરી ફરી, ફરી વાત વિચારે;
પણ બુડેલુ તે વાહાણ, ન આવે આરે.
વદે વલ્લભ સત્ય સંગ, કરીલે બમણા તમણા. આ. ૩

### પદ. ૧

હોલો હોલી કેજેછે; એ રાગ.

આલ્યું ભગતાણુંરે, ભગત નામ ધરવાને;
ખરૂ નથી કરતોરે, ચોરાશી લક્ષ ફરવાને. ૧
માળા કર ઝાલીરે, ચાલી ચક્ષ ચતુરાઈ;
કોઇ નવ્ય ચેતેરે, તેમ તું નીરખે બાઇ. ૨
બાઇને નીરખતાંરે, કોઈની નજરે આવે;
ખાયતું બગાસુરે, અવર ચીન બતલાવે. ૩
જો તું નથી કાચોરે, તો કયાં કાચો જગ્ત પતી;
બાધ્યું પાપ તીરથેરે તેતો છુટવાનું નથી. ૪
નામ ધામ હરીનુંરે, તેને વેદ તીરથ કહે;
માનો વેણ વ્યાસનુરે, શાણા જન સવળું લહે. ૫

### પદ. ૨

કર ગ્રહી માળારે, ત્યારે મુકો વરણાગી; બનો ન રૂપાળારે, ખરી રઢ જો લાગી. ૧
રાખો શીશ શીખારે, મુકો ચહેરા ચાળા, પહેરો ચાર છેડેરે, લાંબાં પોતીયાં વાળા. ૨
કરો ટીલાં ટપકાંરે, કનકની કંઠ કરચી; અવર માળાઓરે, રાખો કને ખરી ખરચી. ૩
લાગે પુરી લક્ષણારે, પછી માળા મનડાની; વદે વ્યાસ વલ્લભરે, પ્રભુ જાણે તનડાની. ૪

### પદ. ૩

ચક્ષ લક્ષ ઠરવીરે, ભાવે ભગવત ભજવા; હોય મોક્ષ મારગીરે, તેણે દુરી જન તજવા. ૧
અભક્ષા ભક્ષજરે, કરવું નહીં કોઈ કાળે; મદીરાનો છાંટોરે, લેવો નહી કોઇ કાળે. ૨
વ્યભીચારે વર્ત્તીરે, તજવી પર દારાશું; લડત ના લડીયેરે, અનાથ બીચારાશું. ૩
કદી લઘુ શંકારે, કરવી નહી જળ આરે; અણગળ પાણીરે, પીવું નહી કોઈ વારે. ૪
વિશ્વાસ ઘાતીરે, થવું નહી કોઇ દીશે; વદે વ્યાસ આ રીતીરે, ઘટે મોક્ષ મારગી વિશે. ૫

### પદ. ૪

બુદ્ધી અસુરીરે, જેની હોય તેની હણવી; તેનેતો હણતાંરે, હત્યા નવ કાંઇ ગણવી. ૧
અવળા જે ધરમોરે, તેને સવળા કરવા; વેદના વચનનેરે, રૂડી રીતે રદે ધરવા. ૨
એક અનેકનેરે, નડે તેના સાંમુ થવું; જગ્ત હીત ધારીરે, ફાવતું હોય ત્યાં જાવું. ૩
વેહેવાર નવ તજવોરે, તજવી બધી અનીતી; વદે વ્યાસ વલ્લભરે, ભગતને નહી ભીતી.૪

પદ. ૧
રાગ પરજનો.

અહો રામ રામરે, સ્વપ્ન તુલ્ય સુખ સંસારનું;
સાચુ નહી ઘડી વારરે, ચાર ઘડીની છે ચાંદની.
જેવું જુઠડુ જુગારરે, સ્વપ્ન. ટેક.
અહો રામ રામરે, વાયરા વાહ્યા ને જેમ જાય છે;
સાથે દીવોને દીવેલરે, દેખે દેખેને કાંઈ ના મળે,
જેવો બાજીગરનો ખેલરે. સ્વપ્ન. ૨
અહો રામ રામરે, થાળી ભાસે પણ ઠીકરૂં,
જેવું ઝાંઝવાનું નીરરે, ઉંઘીને જાગ્યો તવ જુઠડું,
તેની રાખ્ય તું અધીરરે. સ્વપ્ન. ૩
અહો રામ રામરે, વિશ્વાસ વપુનો જે રાખશે,
તેને રેહેશે માંથા ફોડરે, વલ્લભ વદે શ્રોતા બોલજો,
જૅજૅ શ્રી રણછોડરે. સ્વપ્ન. ૪

પદ. ૨

અહો રામ રામરે, કાચી કાયયે સાચો છે તર્યો;
નચાવ્યો ફાવે તેમરે, છેવટ દગો દેછે પાપણી,
પ્રથમ ઉપજ્યો તો પ્રેમરે. કાચી. ટેક.
અહો રામ રામરે, કાચી તે પાકી નીકળી;
જોઇ ઠગારી વર્ણરે, ધીમે ધીમે વળી કોચલી,
ગળી ગળી બેસે ધર્ણરે. કાચી. ૧
અહો રામ રામરે, સાચાએ સાચી જાણી હતી,
તેથી દીધુ સુખ ચેનરે, દુનીયાના દડમાં દોડાવીયો,
હવે લેવા બેઠી એનરે. કાચી. ૨
અહો રામ રામરે, જીવે પોતાની માની હતી,
રાખી પુરણ વિશ્વાસરે, છેવટ ચાળાં એણે માંડીયા,
થયો જીવ નીસવાસરે. કાચી. ૩
અહો રામ રામરે, માહરી માહારી કહી જીવ બોલતો,
તેતો બોલ્યું ગયું વ્યર્થરે, જીવરાજ જખ મારી રહ્યા,
સર્યો નહી શુભ અર્થરે. કાચી. ૪
અહો રામ રામરે, ભ્રમીત ભરોસો કરે કાયનો,
તેનો ટુટી જશે તોડરે, વદે વ્યાસ ચાતુર ચેતજો,
રટી લ્યો રણછોડરે. કાચી. ૫

### પદ. ૩

અહો રામ રામરે, અકળગતી અવિનાશની, કળી શકે ન કોયરે;
હંપદ આણે તે મુરખો, હોનારી વસ્તુ હોયરે. અકળ. ટેક.
અહો રામ રામરે, મીથ્યા મનુશનું ધારવું, ધાર્યું ધણીનું થાયરે;
પોત પોતાનાં કર્મથી, કૈંને થાય કૈંને જાયરે. અકળ. ૧
અહો રામ રામરે, સોસના કરે તે છુટી પડે, અલ્પા નંદને જે ન્હાયરે;
તેને આનંદ આવે નહી, ખાલી શરીરે સોસાયરે. અકળ. ૨
અહો રામ રામરે, જીવનું ધાર્યું થતું હોય તો, કોઈ ચાલે ન ચર્ણુરે;
સદા સુખ જોઈતું હોય તો, થાવું અવિચળ શર્ણુરે. અકળ. ૩

### પદ. ૪

અહો જીવરાજરે, નાકમાં ગંધ થોડી રાખજો, ઉડી જશો આજ કાલરે;
છત છોરાં જોબન જોઇને, નથી થવાનું ન્યાલરે. નાકમાં. ટેક.
અહો જીવરાજરે, તારે ઘેર ઘોડાને ગાડીયો, પણ એકજ મશાણુરે;
ગ્રસ્ત હેશ તો તારી ઠાઠડી, થશે ખેંચા તાણુરે. નાકમાં. ૧
અહો જીવરાજરે, તારે ઘેર ટકીયાને ગાદીયો, ભક્ત ભુખડુ ને ભોંયરે;
ગરીબને હાય હાય કુટશે, તાહારી થશે ઓય ઓયરે. નાકમાં. ૨
અહો જીવરાજરે, લીંટ લપકા લોક નાંખશે, વળી આંસુ ચોધારરે;
આગળ હજી તો શું થશે, જો લ્યા વ્યાસનો વિચારરે. નાકમાં. ૩

---

### પદ. ૧

મેહેતાજીના બડવાનો રાગ.

ધીક તાહારૂં જીવ્યુંને, ધીક તાહારૂ આવ્યુંરે; ખાધેલું પીધેલું તેતો, ઉકરડે પધરાવ્યુંરે.૧
કાયા માની પોતાની પણ, તે નહી તાહારીરે; તો કયાંથી હોય તાહારા, છોકરાંને નારીરે.૨
જો હોય તાહારાંતો, વખુટાં ન થાયરે; થોડું કહ્યે માન ઘણુ, કરી લે ઉપાયરે. ૩
સાચો વૈદ સોધીને, ઔશદ લે પરખીરે; વ્યાસે કયાસ કરી લીલા, માયાની નરખીરે.૪

### પદ. ૨

જીવડા તું જોને તાહારી, શી ગતી થઇછેરે; મુળ ચોખો હતો તેમાં, માયા ભરઇછેરે.૧
નાહોતી વળગી માયાતું, વળગી પડયોછેરે; સુખ દાતા ભાશી તેણે, મોહ ચડયોછેરે. ૨
પણ દુખદાતા તું, જાણજે તેનેરે; જરા જંપી બેસવા, દીધા છે કેનેરે. ૩
તું થયો માયાનો, માયા નહી તાહારીરે; તું બન્યો સ્વામીતો, તે બની નારીરે. ૪
એમ બેઉ સંપીને, થયાં ઘર બારીરે; વ્યાસ વદે છેવટની, ન મળે યારીરે. ૫

### પદ. ૩

માયા રહી નીચેને, તું પડયો ઉંચેરે, પછી કર્યાં કરમોતે, રૂંએ રૂંએ ખુચુંરે. ૧
તે કૃતીથી યમ દુત; કેશ ગ્રહી તાણેરે, મારે મુદગળ માર, દયા નવ આણેરે. ૨
ભુંડી થઈ કરણી, પરણી નહી જોડરે; ટાંટીયા ઝાલીને તારા તનડાને તોડરે. ૩
ફરફંડયોને તરફડયો ત્યાં, કુણુ તારૂં બેલીરે; વદે વ્યાસ જોલ્યા તારી સગે સર્વે મેલીરે. ૪

### પદ. ૪

સાજા સુધી સગુ તાહારૂં પછી નહી કોઇરે, બાળી બેઠા નીરાંતે લોક લાજે રોઇરે. ૧
માશીસા કરીને ખાધા, લીધા ઘણા લ્હાવારે, તને સારૂ સારૂ કાંઇ, દીધું નહી ખાવારે. ૨
તારૂં રળ્યું ખપ્યું ગયું, થયું ધુળ ધાણીરે; સૌનું સારૂં કર્યાં મુઓ, તરીલું તાણીરે. ૩
અંતે ગયો એકલો ત્યાં સગું નહી સાથેરે, વદે વ્યાસ પાપ તાપ, તાણી લીધા માંથેરે. ૪

---

### પદ. ૧

તમેને નંદ એ રાગ.

જીવડા તારૂં જીવતર તું સુધારજો, તે સુધર્યાં વણ જીવવું તારૂં ધુળછેરે;
જીવડા જનમ મૃત્યુને વિચારજો, તે વિચાર્યાં વિના વપુ વિશ મુળછેરે. ૧
જીવડા તારાં સકળ સગાં તપાશજો, તપાશ્યા વિના તેં માંન્યા તાહારાંરે;
જીવડા કરીલે કાન્તા કેરો કયાસજો, કયાસ કર્યાં વણ મુરખે માન્યા માહારાંરે. ૨
જીવડા બાળ બચ્ચાંની કર અજમાશજો, અજમાશ વીના ઉછેરી મોહોટાં કર્યાંરે;
જીવડા તુજને શીખ દે વલ્લભ વ્યાસજો, મોહ માયાના બુડેલા નથી તર્યારે. ૩

### પદ. ૨

મનવા તાહારૂં ભટકવું તું મેલજો, ખેલ્ય ખેલવું હોયતો પુરણુ બ્રહ્મમાંરે;
મનવા જગ ઠગ ઠાલુ આધું ઠેલજો, છેવટ થાકીશ સંસાર કેરા ભ્રમમાંરે. ૧
મનવા મુકી દે તું રમવા રંગજો, સત્યસંગ ઝાલી સફળ ફેરો દે કરીરે;
મનવા મુક હમતા મમતા ઉમંગજો, અમુલ્ય અવસર આવેલો નહી મળે ફરીરે. ૨
મનવા તુંને તાહારૂં મીથ્યા જાણજો, ગઈતક વિપ્રો વાંચે નહી કોઇ કાળમાંરે;
મનવા પરમાનંદમાં સુખડુ માણજો, વ્યાસ વદે પગથીયેથી જા માળમાંરે. ૩

---

### પદ. ૧

મારી સેરડીયે એ રાગ.

જીવડા જીવી તે શું કાઢયો સારરે, ઉધાર કર્યાં પાપને;
સમાગમથી ન ટાળ્યો લગારેરે, ત્રીવીધીના તાપને. ૧
જીવડા ધર્મમાં થયા અધ્રમરે, જ્ઞાની ગુરૂના મળ્યો;
કર્યાં ન કરવાનાં કમરે, દહાડો તો વાંકો વળ્યો. ૨

પંચ વિષય અલ્પાનંદરે, તેનો સંગ ઝાલીયો;
તેણે તને લગાડયો ફંદરે, પુરો ગરદન ઘાલીયો. ૩
મ્રગ મચ્છ માતંગ પતંગરે, ભમર જેમ ભુલીયો;
તેતો પાંચેનો કર્યોછે સંગરે, વલ્લભ વદે દુલીયો. ૪

પદ. ૨

મનવા મ્રગ જળથી રહ્યો ખુશરે, ત્રશાતો છીપી નહી;
થયો છીંપમાં રૂપાનો ભાશરે, તેમાં રૂચી બહુ રહી. ૧
ભાસ્યો ઠુંઠામાં તુજને ચોરરે, તેનાથી ત્રાસ્યો સહી;
ભાસ્યો શર્પ રજ્જુની માંયરે, તેથી અટક્યો તહી. ૨
તેમ જગતમાં ભાસ્યો બ્રહ્મરે, ખરી ગમ ના પડી;
સઘળા જ્ઞાનીના સંગ વણુરે, કુંચી કળ ના જડી. ૩
હજી અટકયો ત્યાંથી પાછો ફરેરે, કહ્યું માન માહ્યરૂં;
વદે વલ્લભ વ્યર્થજ જાયરે, જીવ્યું જાગ્યું તાહ્યરૂં. ૪

---

પદ. ૧

વાલાજીના મહીનાનો રાગ.

મનવાજી તું માલીક મળવા ચાહ્યોરે. મનવાજી.
દરેક ધરમમાં ધ્યાન દેઇને ધાયો; મારામનવાજી. ૧
મનવાજી જ્યાં વંચાયાં વેદાન્તરે. મનવાજી;
ત્યાં સુણવા સારૂ થઇને બેઠો શાન્ત; મારામનવાજી. ૨
મનવાજી જ્યાં શટ શાસ્ત્રો વંચાયરે. મનવાજી.
ત્યાં મોક્ષ મળવાની આશાયે તું જાય; મારામનવાજી ૩
મનવાજી ઉપનીશદ સમજ્યો તત્વરે. મનવાજી.
ત્યાં ગયો સુણવા જડવા સત્યનું સત્વ; મારામનવાજી ૪
મનવાજી જ્યાં અષ્ટા દસ પુરાણુરે. મનવાજી.
વળી માહાત્માના મુખડાથી નીરમળવાણુ; મારામનવાજી ૫
મનવાજી સૌ કર્યું મળવા મુળનાથરે. મનવાજી;
વદે વલ્લભ તેમાં શું, ચઢયું તુજ હાથ; મારામનવાજી ૬

પદ. ૨

જ્યાં સુણ્યું ત્યાં ન્યાય અને અન્યાયરે; આતમજી.
વળી નીતીને અનીતીનો મહીમાય. મારા આતમજી. ૧
જ્યાં સુણ્યું ત્યાં વીવેક અણુ વીવેકરે; આતમજી.
વળી સાંભળીયો રાગ વૈરાગનો નેક. મારા આતમજી. ૨

જ્યાં સાંભળ્યું ત્યાં ધ્યાન અને અધ્યાનરે; આતમજી.
વળી સાંભળીયું દાન અને નાહાન. મારા આતમજી. ૩
આ છ પ્રકરણને તું સમજ્યો જ્ઞાનરે; આતમજી.
ધીક ધીક તુજને કૈં નથી જ્ઞાનનું ભાન. મારા આતમજી. ૪
જ્ઞાન તે તું કીયોને કોણ પરમેશરે; આતમજી.
વદે વહ્લભ તે સમજ્યો નહી લવલેશ. મારા આતમજી; ૫

## પદ. ૧

માતાજીરે; એરાગ.

જ્ઞાન વિલાશી મળવાના દુર્લભ ભાઇરે, જ્ઞાન વિલાશી જડવા મુસ્કળ ભોમી માંઇરે; ૧
જ્ઞાન વિલાશી અનંતે એક લ્યેઃ જોઇરે; જ્ઞાન વિલાશી વરતી શકે વીરલા કોઇરે. ૨
જ્ઞાન વિલાશી માનવ દેહી થી ફરતારે, જ્ઞાન વિલાશી મુમુક્ષુને જ્ઞાન કરતારે; ૩
જ્ઞાન વિલાશી જ્ઞાને અહંપદ નવ આણેરે, જ્ઞાન વિલાશી વ્યાસ વદે કોક જાણેરે. ૪

## પદ. ૨

પંચ ભુત પુતળી પંચવિશયમાં રહી નાચીરે;
પંચ ભુત પુતળી માયાને માટે જગધીસ જાચીરે. ૧
પંચ ભુત પુતળી સુત વિત સારાં માગેરે;
પંચ ભુત પુતળી મહતા મમતા નવ તાગેરે. ૨
પંચ ભુત પુતળી પોતા સરખાને ચાહાતીરે;
પંચ ભુત પુતળી લોકીકના ગુણ ગાતીરે. ૩
પંચ ભુત પુતળી છે બાજીગરની બાજીરે;
પંચ ભુત પુતળી વહ્લભને દલ દાજીરે. ૪

## પદ. ૧

પડવાની પડ પ્રીત. એરાગ.

કક્કો ભજે કીરતાર, કીંકર થઇનેરે, ફરી ધરવો નહી અવતાર જ્ઞાનજ ગ્રહીનેરે. ૧
ખખ્ખો કહે આખેલ ખટકનો ખોટોરે, જે જનને એશું ન્હેર તેને લાભ મોહોટોરે. ૨
ગગો કહે ગટ માળ છે માયાનીરે, ભઈ ધરશોમાં કોઈ હામ આ કાયાનીરે. ૩
ઘઘો કહે ઘેલછાય છે આ ઘરનીરે, તેથી ભગ્તી નહી થાય વિશ્વંભરનીરે. ૪
ચચો કહે ચાતુર થઇને રેહેજોરે, અલોકીક કરજો કામ સંકટ સેહેજોરે. ૫
છછો કહે છત છોકરાં, નહી તાહારાંરે, જ્યાં મુરખાઇથી મતી મુઢ, માન્યાં માહારાંરે. ૬
જજો કહે જંજાળ જબરી જાળીરે, તેમાંથી નીકળ નાર, નીતી ન્યાળીરે. ૭
ઝઝો કહે ઝડપેશ ઝીણી જાળેરે, પછી નીકળ્યાની નહી આશ, કોઇ કાળેરે. ૮
ટટો કહે ટુટી જશે ટેક તોરોરે; આ મોહ લોભના બે બંધ, કેમ રેશ કોરા રે. ૯

ઠઠો કહે છે ઠીક હાંઈ ઠરવાનુંરે; તે રાખ્યો છે બિસ્વાસ દુર મરવાનુંરે. ૧૦
ડડો કહે ડાહાપણુ ધરજે દલમાંરે; તુજ માંથા ઉપર કાળ પડશે પલમાંરે. ૧૧
ઢઢો વગાડે ઢોલ વદે સુખ સાચુંરે, જાણજે લગભગ મ્હોત, આ સુખ કાચુંરે. ૧૨
તતો પામી ત્રાસ કહે છે કેવુંરે; કૈં સાંચેલા ધન માલ રહેશે નેવુંરે. ૧૩
થથો શોભાવી રાખતો તને તરવારે; પણ આશાને ત્રષ્ણાય, લૈ જાય ફરવારે. ૧૪
દદો દેછે બોધ દુનીયાં દુખછેરે; સત્ય વસ્તુ તું સોધ સાચું સુખછેરે. ૧૫
ધધો કહે ધરમીષ્ટ થઇ તું ફરજેરે; સૌ મુકીને સત્ય સંગ સદા કાળ કરજેરે. ૧૬
નનો કહે નર માત્ર પાત્રજ પુંજોરે; ધરમી તણી લૈ ઢાલ, જગમાં ઝુંજોરે. ૧૭
પપો પર્ડે પ્રેરક સત્ય જાણવાનેરે; પણનદે કુડોકળયુગ તારણ તાણવાનેરે. ૧૮
ફફો કહે ફર જીવ, પ્રભુ પદ મળવારે; તવ માયા પકડી હાથ રોકે રળવારે. ૧૯
બબો છે બોધીક, બોધ કરનારોરે; બ્રહ્મ ને *બાહાજે જેહ, તેહ તરનારોરે. ૨૦
ભભો ભવ સંસાર ભમતાં વારેરે; ભુરકી નાંખી કળયુગ ભમાવે ત્યારેરે. ૨૧
મમો કરે મન સ્થીર મુકી તરકટરે; તવ કળયુગ ગ્રહી કાન કરે મરકટરે. ૨૨
રેરા ચહેરો ફેરવે ઠીક થાવોરે, તવ પંચ વિશય જે ચોર નવ દે જાવારે. ૨૩
લલો ભલો ભાવીક છે ભગવતનોરે; તેને લોભ કરે લંપટ, મ્હા ગુણ ગતનોરે. ૨૪
વવ્વો તો વિવેક ઘણો સમજાવેરે; પણ કળયુગ થઇ વિદ્વાન ખોટુ બતાવેરે. ૨૫
સસો સૌનુ છત્ર તે શીખ દેછેરે; આ નવ અક્ષર દોશવંત, તે દુર રેહેછેરે. ૨૬
નવ ગ્રહો નવ લેઈ ગયા જગ ચેતોરે; આ કેહેછે વલ્લભરામ, થાય ફજેતોરે. ૨૭

પદ. ૨

રવીએ ન્યારા રામ પ્યારા પુરારે; થઈ પ્રેરકની પ્રેરણાય, મીષ્ટ મધુરારે. ૧
સોમે તે સત્ય ચીદ આનંદ રૂપેરે; અખન્ડા નંદ અવિનાશ, છે અનુપેરે. ૨
મંગળે મહી માય જાણી લીધીરે; આ તુરીયા વસ્થા પ્રાપ્ત અર્થજ સીધીરે. ૩
બુધે બંધથી મુક્ત થાવા જાણ્યુંરે; આ હૈડાં કેરૂં હીત, આગળ આણ્યુંરે. ૪
ગુરૂએ બેઠી ગેડ, બંધન ટુટવારે; આ ગૈ માયાની હેડ, ત્રી તાપ છુટવારે. ૫
શુકર સુક્કર ભાશ, ભાસ્યો સાચોરે; હવે નથી ભરોંસો લગાર, કોઇ પેર કાચોરે. ૬
શનીયે બનીયે ઠીક, બીક ગઈ જમનીરે; આ નીર ભય સુખ વલ્લભ, ગમ અગમનીરે. ૭

---

પદ. ૧

નીશ્ચેના મેહેલમાં એ રાગ.

પર બ્રહ્મ પ્રેરક, પ્રેરણા કરનારારે, અજ્ઞાન હરનારારે;
જ્ઞાનની વૃત્તી વધારોરે લોલ. ટેક.
અજ્ઞાને અવની, ભીડ ભવો ભવનીરે, દુનીયાનો દવ દારૂણ લાગ્યોરે;
મોહ જાળ માયાનો, કીંકર કાયાનોરે, તે ભય ભારે નથી ભાગ્યોરે. પર. ૧

જ્ઞાનથી મુક્તી તે, આપોને મુક્તીરે, અવર વસ્તુ નહી માગુંરે;
મોક્ષ લક્ષ લક્ષણુ, એટલી દો દક્ષણાતો, કોઇ કાળે પાછો નહી ભાગુરે. પર. ૨
એટલી અરજની, ગરજ પડીછેરે, અન્ય વસ્તુ નથી ચાહાતોરે;
નીમીત સુધી, સ્થીર રહે બુદ્ધીરે, એજ છેવટની વલ્લભ બાતોરે. પર. ૩

પદ. ૨

વિશ્વંભર વિઠલા, દીન બંધુ દાતારે, શાતા શેવકને કૈં આપોરે લોલ. ટેક.
હું છું અપરાધીને, હું છું દુર ગુણીરે, હુંરે પામ્મર પુરો પાપીરે;
હું દોશ વંતોને, હું અવજ્ઞાનીરે, હુંતો અધર્મી અદાપીરે. વિ. ૧
હુંરે વૈભવ ભોગી, વિશયે વિંટાયલોરે, પણ તમે છોડાવોતો છુટુરે;
તેવણ છુટવાનો, નથી મ્હારો આરોરે, કરમ કથા કયાં સુધી કુટુરે. વિ. ૨
હવે હું થાકીયોને, પુરણ પાકીયોરે, પણ કાંઇ ગમ નથી પડતીરે;
ઉચીત મનડુઆ, તપે વ્યાસ તનડુંરે, પાંખડી પસ્તૈને આંખડી રડતીરે. વિ. ૩

---

પદ. ૧

કેહેર કાંટો વાગ્યો. એ રાગ.

ઓ રામરે, દીઠી દુનીયાં દુખી,
તે નહી સપને પણ સુખી, ઓ રામ રામ રામા. ટેક.
ઓ રામરે, કોઈ કાયાના રોગી, નહીં નીરાંતવા ધન ભોગી,
કૈં વાહાલાના વિયોગી. ઓ૦ ૧
ઓ રામરે, કૈં ને બળાપો મનમાં, કૈં ને ખોડ ખાંપણ તનમાં,
વળી કૈં ને દુખ દુશમનમાં. ઓ૦ ૨
ઓ રામરે, કૈં ને માથે દેહેણુ, કૈં ને ડુમેલુ લેહેણુ;
કૈં ને શીશ વંજા મેહેણું. ઓ૦ ૩
ઓ રામરે, તન મન ધન અન દુખી, આશા ભવમાં ભુખી;
વદે વ્યાસ નડે કાળ મુખી. ઓ૦ ૪

પદ. ૨

ઓ રામરે, સુખનો શેયડો જડીયો,
જ્ઞાનવાન તે મારગ ચડીયો, ઓ રામ રામ રામા. ટેક.
ઓ રામરે, એક જનમ ઉપાધી, લીધો લાભકે ખોટ ખાધી,
નહી ગણુગારે તો નહી વ્યાધી. ઓ. ૧
ઓ રામરે, જેને હમતા ઉભી, તે મમત્વ પણાની ખુબી,
તેથી રહી દુનીયાં ડુબી. ઓ. ૨

ઓ રામરે, સુખ દુખ માન્યું જેણે, દુભાયો સ્વરને વેણે,
દન દોહ્યલા કાઢયા તેણે. ઓ. ૩
ઓ રામરે, જસ અવજસની વાણી, જેણે મનમાં નવ આણી,
વદે વલ્લભ તે સેલાણી. ઓ. ૪

## પદ. ૧

વઢવાણ શેરનાં લીલાં. એ રાગ.

મોક્ષ મારગ ઝાલ્યો જેણેરે, પ્રાણીયા,
અખન્ડ સુખ જાણ્યું તેણેરે, પ્રાણીયા.
તરી ગયો વેદને વેણેરે, પ્રાણીયા.

ઢાળ.

વેદ વેણે તરીયો, દુનીયાનો દરીયો, પાર તે ઉતરીઓ,
ધન્ય તેના અવતારનેરે, પ્રાણીયા.
સમજી ગયો સત્ય સારનેરે. પ્રાણીયા.
છુટયો છેક માયા વિકારરે. પ્રાણીયા. ૧

ઢાળ.

આવા ગમન છુટીયું, દેહ બંધન ટુટીયું, અરૂં લ્હાણુ લુંટીયું,
તેવાને સોના પ્રણામ છેરે, પ્રાણીયા.
એથી ઉત્તમ કીયું કામ છેરે, પ્રાણીયા.
વલ્લભ તેવાને નામ્યછેરે, પ્રાણીયા. ૨

## પદ. ૨

જગપતી જેણે નવ જોયોરે, જીવડા,
મુનશા દેહ તેણે ખોયોરે, જીવડા,
મોઢે માંથે હોઢી રોયોરે, જીવડા,

ઢાળ.

રોયો તે જાણજો, પાપીમાં પ્રમાણજો, માટે હેત આણજો,
મોક્ષ મારગના જ્ઞાનમાંરે, જીવડા,
પ્રેમ લક્ષણાના ધ્યાનમાંરે, જીવડા,
રેહેશો માં માયાના તાનમાંરે જીવડા. ૧

ઢાળ.

માયા મોહ જાળછે, ન્હેવાર વિક્રાળ છે, તેને શીશ કાળ છે.
કાળતે ઝડપીને ઝાલશેરે, જીવડા.

તે વેળા તાહારૂં શું ચાલશેરે, જીવડા.
તેવારે વ્યાસ વેણ સાલશેરે, જીવડા.

### પદ. ૩

માયામાં શું લાભ લીધોરે, મનવા.
રાત દીન ધંધો કીધોરે, મનવા.
કોઈ સરપાવ નવ દીધોરે, મનવા.

### ઢાળ.

રળી રળી લાવીયો, પૈસો બચાવીયો, કામમાં શો આવીયો,
હરી ફરીને ભર્યું પેટીયુંરે, મનવા,
કાયાથી કષ્ટ ઘણું વેઠીયુંરે, મનવા,
મરતી વેળા એક ફેટીયુંરે, મનવા. ૧

### ઢાળ.

જણસ્યો તો કાઢીયો, કર્યો ચોખો ચાડીયો, એકલોજ હાડીયો,
બનાવી બાંધ્યો તાણીરે, મનવા
દુણી પણ લીધી કાંણીરે, મનવા.
જોઈજો વલ્લભની વાણીરે, મનવા. ૨

### પદ. ૪

જેવો આવ્યો તેવો જૈશરેહો, આતમા.
ક્યાં જૈને ઉભો રૈશરેહો, આતમા.
કેવો ઓશીઆળો થૈશરેહો, આતમા.

### ઢાળ.

ઓશીઆળો થૈને, રેહેશો ક્યાં જૈને, બેસશો સું કૈને,
ત્યાંતો નથી ઘર આપનુંહો, આતમા.
દીકરાને સોંપીયું આપનુંહો, આતમા.
લેલાટે લખાવ્યું ત્રીતાપનુંહો, આતમા. ૧

### ઢાળ.

ત્રીતાપે તપશો, સુરખમાં ખપશો, પ્રભુ ક્યારે જપશો,
લપશ્યો નાવે ઠેકાણેહો, આતમા.
ભોગ તાહારા ભુલે આટાણેહો, આતમા.
વ્યાસ અનુભવ શીધ જાણેહો, આતમા.

## પદ. ૧

### સખી આવેલો કારતક માસ. એ રાગ.

પ્રભુ પામર પ્રાણીની અરજ, અળગો પડયો આપથી;
કીયા કરમે પામ્યો આ દેહ, તપુછુ ત્રીતાપથી. ૧
પ્રભુ કાયા માયાને જાયાં, એનો ભીડયો આંકડો;
નથી છુટવાનો એકે ઉપાય, રડયા કરૂ રાંકડો. ૨
પ્રભુ બળ્યો ઝળ્યો તમ દાસ, રડુ કોની આગળે;
થયો હૈયામાં ઉભરાટ, ત્યારે લખ્યું કાગળે. ૩
પ્રભુ સંસાર તે સુન્ય સાર, દીઠો દવ સળગતો;
કાઢું તરછોડીને દુર, તોહે આવે વળગતો. ૪
પ્રભુ ઘડી હરખ ઘડી શોક, રડું પોક મુકીને;
લાગી ભીત્તર ભારે લ્હાય, બેઠા સત્ય ચુકીને. ૫
પ્રભુ માત તાત ભારજા ભ્રાત, સહોદર સ્વારથી;
અનુભવવાથી થયું સીદ્ધ, સગું કોઇ પણ નથી. ૬
પ્રભુ બિજાતીનું જગત, નથી ભગ્ત દેશનો;
કોની આગળ કરીએ વાત, જગત દ્વંધ કલેશનો. ૭
પ્રભુ ભગ્તી કરૂં તો કે' લોક, થઇ ગયુ ભગતડું;
મારે મ્હેણાંને ઉપજાવે શોક, દુરીજન જગતડું. ૮
ધંધો કરૂ તો કહે લોભ, થંભી શકું કૈ જગે;
આવે સ્હેજમાં તો કહે એમ, લાવેલો કૈથી ઠગે. ૯
પ્રભુ દુનીયાથી તમ દાસ, ઘણો ત્રાસ પામીયો;
હવે તાણી લ્યો તમ શર્ણ, અચળે જીવ જામીયો. ૧૦
પ્રભુ પામ્મરનો પોકાર, કંઈક કાને ધરો;
તેડું માગે છે વલ્લભ વ્યાસ, છેવટ છુટકો કરો. ૧૧

## પદ. ૨

પ્રભુ ભારયો ભુંડો ગર્ભવાસ, તેનો ત્રાસ પામીયો;
ઉંધે માંથે રહેવું પંચ માસ, નહી દુખની ખામીયો. ૧
પ્રભુ નરક મુતરને પીત, ગળફા ગંદા ગોબરા;
કફને જઠરાની જ્વાળ, મોઢે દીધા તોબરા. ૨
પ્રભુ સંકોચી નાંખેલું અંગ, ઓરે બાંધી ગાંસડી;
પાસુ પડખુ ન ફેરવાય, ગળે ઘાલી ફાંસડી. ૩
ચીકણા બરઓટા ને અંધકાર, દુરગંધી મારે ઘણી;
કફથી લપટેલો દેહ, પીડા શું કહું તે તણી. ૪

નર્ક કૂડો પણ ભુંડો ગર્ભ, શું કથીએ તે વેદના;
જન્મ ધરતાં દારૂણ દુખ, વલ્લભ વચન ભેદના. ૫

## પદ. ૩

પ્રભુ વ્રધ વયે વપુ જીર્ણ, ચરણ ચાલી ન શકે;
પડયા દંતને આવ્યો અંત, ખાધુ પીધુ ન ટકે. ૧
પ્રભુ નેત્રોથી વહે નીર, નાશીકા નીતરે;
ટબકે મુખ ચીકણી લાળ, અજીરણ ભીતરે. ૨
થઇ કશણોમાં બેહેરાશ, નેત્રે ઝાંઝવાં વળે;
પડી કરોચળી ચાંમડી માંય, હાડને મોંશ બે ગળે. ૩
થયું ખરછટ આખું શરીર, વાણી ટુંકી નીસરે;
ધુણે માંથુને બીચે બાળ, બેઉ ભુજ થરથરે. ૪
નહી ઉઠવા શક્તી તલભાર, અશક્તી શરીરની;
મોઢુ સુકુ કાંટા પડે કંઠ, ત્રશા હોય નીરની. ૫
માગું પરીવાર પાસે નીર, કહે આપીએ છીએ;
બેશી રહીએ ઘડી બે ચાર, ફરી માગતાં બીએ. ૬
કરે તરફોડાને ધુરકૈયાં, છૈયાંને છોકરા;
કેહેશે શું નાશી ગયો જીવ, મરો મરો ડોકરા. ૭
શીખ દેઉ ત્યારે કહે એમ, કોહ્યા કચ આવડી;
મરો તો વળે જરા જંપ, આ શી હૈયે તાવડી. ૮
થાય ખાવા પીવા ઇચ્છાય, માગુ કદી કરગરી;
કહેસે વધીયો જીભડી સ્વાદ, કયારે આ જશે મરી. ૯
હવે તો થાકી ગયાં ઓ બાપ, આ પાપ જતું નથી;
એવા થાય ભુંડા તીછકાર, કહુ કેટલુ કથી. ૧૦
મરતાં મરતાં નસોને નાડી, તાણા તાણી કરે;
મુખડેથી નવ્ય બોલાય, નેત્રો તણે નીસરે. ૧૧
સગાં કેહેશે કહોછો કાંઇ પુછે ભરમ ભેદના;
હોય થરતાં કોટાણુ કોટ, વિંછી તણી વેદના. ૧૨
એવો દુખ દરીયાનો દેહ, હવે નવ્ય જોઇએ;
શીખ દેછે વલ્લભ વ્યાસ, માગો માં કોઇએ. ૧૩

## પદ. ૪

અહો અચળેશ્વર અવિનાશ, ત્રષ્ણા તાહારી મુજને;
કયારે થાશું ભેઠા ભેઠ, જંખ્યા કરૂં તુજને. ૧

ઘણા દીવસનો વિયોગ, વિટમણા તે ઘણી;
ભોગ ભોગવ્યા ચોરાશી લક્ષ, પીડા પડી તે તણી. ૨
તમ ચરણ કમળમાં વાસ, થયે સુખી થઉં;
નહીતો અંતર ઉદાશ, અવર પંથ ક્યાં લઉં. ૩
સૌને મરવું તરવું માહારાજ, તમારા ચર્ણથી;
વિનવે છે વલ્લભ વ્યાસ, આનંદ આપ સર્ણથી. ૪

## પદ. ૫

પ્રભુ શર્ણાગત તુજ દાસ, આશા રાખીને રહ્યો;
તેથી કરશો નહી નીરાશ, બીજો ભાવ વહી ગયો. ૧
પ્રભુ ગમતું નથી ઘડી વાર, માહા માયાના પક્ષમાં;
રહું છું તદ્રુપ તદાકાર, ગાંડો તુજ લક્ષમાં. ૨
પ્રભુ માઈક દેખુછું દ્રષ્ટ, વધે કષ્ટ ઉરમાં;
તેનાથી તાણી લ્યો બાહાર, પડેલોછું પુરમાં. ૩
પ્રભુ ગ્રહો બુડતાની બાંહ્ય, તમારો તે ધર્મ છે;
ઘણો વ્યાકુળ વલ્લભ વ્યાસ, વાણી તણો મર્મ છે. ૪

## પદ. ૧

### સુદામાની લાવણીનો રાગ.

આશા ને ત્રષ્ણા એ બહેનો, વિશ્વમાં ઘટઘટ રહી વ્યાપી;
ઉતપાતી અવગુણી અધરમી, પુરણ પડપંચી પાપી. ૧
મોહ નામે આશાનો સ્વામી, લોભ નામે ત્રષ્ણાનો પતી;
જોડી મળી જેવી જોઇએ તેવી, કળયુગમાં છે જોર અતી. ૨
તે ચારે સૌ જીવને વળગ્યાં, થયું કળીને મન ગમતું;
આશા ત્રષ્ણાથી અવનીમાં, જગત રહ્યું ભારે ભમતું. ૩
તરેહ તરેહના વૈભવ લૈશું, જીવ મોહને વળગ્યો જાણી;
પણ પૈસા વણ બને નહીતે, જીવને આશા બંધાણી. ૪
ફલાણાનો આવે વારસો, ફલાણાનું લેઉ ઠગી;
ફલાણાને દગો દેઉતો, દ્રવ્ય આવે સૌ મુજ લગી. ૫
એમ મોહથી આશા બંધે, આશાથી જીવ બહુ ભટકે;
તેમ કરતાં થૈ ધનની પ્રાપ્તી, થોડી ઘણી કટકે કટકે. ૬
એટલે લાલચુ લોભ ઉપડયો, થોડા ધનમાં નહી સુખડું;
વૈભોગ લૈયે થોડા ધનથી, પાછા થૈ જૈયે ભુખડું. ૭

હવે નવું આવે તે વાવરીયે, જીવડો લોભથી લલચાણો;
તવ ત્રષ્ણા તલસવા લાગી, કયાં ધનની ખોળુ ખાણ્યો. ૮
એમ કરતાં વિશેષ થઈ પ્રાપ્તી, તેમ તેમ ત્રષ્ણઃ તલસે ઘણું;
હજી બરોબર મેળ નથી મળતો, બેસુ નહી હું વાર ક્ષણું. ૯
સોથી સહસ્ર સહસ્રથી લક્ષ, લક્ષથી દસ લક્ષ કયારે થશે;
દસ લક્ષ મળીયા ત્રષ્ણા તલસી, મેળ કરોડનો કેમ હશે. ૧૦
ક્રોડ થાય તો અબજની આશા, તેમ ત્રષ્ણા તલપો મારે;
એવે જીવને હીમ્મત ભાગી, સંખ્યાનો છેડો કયારે. ૧૧
શરીર સોસાઇ ગળવા લાગ્યું, જીવ પડયો મંચક માંચી;
પુત્ર પરીવાર પત્ની મળીને, સૌ મીલકત લીધી ટાંચી. ૧૨
વદ્ધ વપુનો જીવ કહેછે, લાવો ધન હું ધરમ કરૂં;
સગાં કહે કાંઇ ગાંડછા પેઠી, કાં વળગણ વળગ્યુંજ ખરૂં. ૧૩
તવ વ્રધને પેઠી ઉદાસી, ઘડપણમાં હું ગાંડો ઠર્યો;
લેવાનો વૈભોગ ના લીધો, અવર કાજ કુટાઇ મર્યો. ૧૪
સગાંએ ઉચકી એકાન્ત આપી, પાણી પવાલુ પીચહાની;
તવ જીવને પરતાવો પેઠો, તેડયા કોઇ ઘરમાં જ્ઞાની. ૧૫
પ્રેમ ધરી જીવ પાયે પડીયો, રળ્યું ખપ્યું મેહેતો ખોયું;
હવે અધીકાર નહી કોડીનો, સગાંનું સગપણ જોયું. ૧૬
સગપણ જોયું જીવતર ખોયું, એટલે આશા એમ વધી;
હરતોઃ ફરતો થાઉં તો પુંજી, માહારે કબજે કરૂં બધી. ૧૭
ખાઉંને ખવરાવું ખલકને લઇ લૈને વિતજ વાવરૂ;
મોહ મહતાનો લોભ કીરતીનો, ત્રષ્ણા થૈ વધવા આબરૂ. ૧૮
જ્ઞાની કહે પેહેલો ના સમજ્યો, હાર્યા કેડે શી આશા;
લોભ મોહ ત્રષ્ણા આશા છોડો, ના નાખો કંઇ નીશાશા. ૧૯
તવ જીવ કહેછે આશા ત્રષ્ણા, લોભ મોહ માહારો કેમ જશે,
તેનો કાંક ઉપાય બતાવો, કાં ઔશધથી સુખ થશે. ૨૦
મુળના સ્નેહથી આશા ત્રષ્ણા, લોભ મોહ તે ચારે નબળાં;
સ્નેહ કરી કુટાયો લુટાયો, હવે સોધી દો સબળાં. ૨૧
તે સબળાં શું સ્નેહજ બાંધું, નબળાંને મારી કાહાડે;
તવ જ્ઞાનીએ બોધજ કીધો, અંધની આંખો ઉઘાડે. ૨૨
સંતોષ નરને શાન્તી નારી, તે બેનો સત્ય સંગ કરો;
બળાતકારે બાહાજો બેને, એ ઉપાય છે ખરેખરો. ૨૩
લોભ મોહને મારી કાઢશે, સંતોષ સામ્રથવાન ઘણો;
આશા ત્રષ્ણાને શાન્તી હણશે, માહા મહીમા તે બેઉ તણો. ૨૪

જેણે એ બેનો સ્નેહ બાંધ્યો, તે સૌ જીવ થયા સુખી;
ભલે બેસે ગાડી ઘોડે, ભલે મોહોટા મેહેલ કરે. ૨૫
રાતને દહાડો દે નહી જંપવા, જાણે કંપવા રોગ થયો;
હાલ્યા કરે અંગ તેમ જીવ હાલે, એમ કરતાં દેહ છુટી ગયો. ૨૭
મોહ માયાનો બાંધેલ જીવડો, લોભ લાલચનો લપટેલો;
માયા આશા લાલચ ત્રષ્ણા, ચારે જણુનો સપટેલો. ૨૮
વાસનાનો વિંટાયેલો; તે મુક્ત થવા મુશ્કેલ ઘણો;
મુક્ત થનારને સ્નેહજ મુળથી, શાન્તીને સંતોષ તણો. ૨૯
શાન્તી સંતોષ બહુ બળવંતાં, ચાર ચોરટાંને ત્રાડે;
જ્ઞાન તણો કીલ્લો બંધાવે, ન જાય જીવ મારગ આડે. ૩૦
નીમીત સુધી રહે કિલ્લામાં, મુદત થયે મુક્તી થાયે;
તવ જીવ જૈ મુળ ધામે બેસે, આવાગમન સૌ વહી જાયે. ૩૧
એછે ઐાષધ એછે માત્રા, દવા દેવામાં એ દીધી;
અવર ઉપાય નથી તે વિના, મોક્ષેચ્છુએ લૈ લીધી. ૩૨
જ્ઞાનની ગોળી ઘટમાં ઉતારી, નીરોપાધી થૈ બેઠા;
રળી મળીને નાંખ્યું ખજાને, પ્રેમ લક્ષણાને પંથ બેઠા. ૩૩
વણુ ધને હોરાવી દીધું, હોરના રાતે હોરી ગયા;
પુર્વના યોગે વલ્લભ વદે, પુરણુ પ્રેરકનીજ દયા. ૩૪

## લાવણી સમાપ્ત.

### પદ. ૧

રાગ ધોળ.

આજે આવ્યો, આનંદનો દહાડોરે; મુમુક્ષુ સૌ, હળી મળી શાન્તી પમાડોરે. ૧
મોક્ષ મારગના, સંગાથી મળીયા સારારે; વિદેહ થઇને, અભયપદ પામનારારે. ૨
દ્વેષ તજીને, નીરમળ નજરે મળીયેરે; જ્ઞાન દાતાની, સંગાથે મુળપદ પડીયેરે. ૩
આદય ધરમના, સાચા સંબંધી લાધ્યારે; મોક્ષજ વલ્લભ, પુરણુબ્રહ્મ આરાધ્યારે. ૪

### પદ. ૨

ધન્ય આજે, મોક્ષના મારગીનો મેળોરે, જ્ઞાન થયાથી, સહુનો સંબંધ થયો ભેળોરે. ૧
કળીના જીવને, જોતામાં લાગશે નવાઇરે; મોક્ષ મારગી છુટેતો રામ દવાઈ. ૨
નીરમળ નજરે, ભાળો એક એક સામુરે, તીલકમાં ત્રણ, ચાંદલા દર્શી હર્શ પામુરે. ૩
રામ દ્રષ્ટીથી, કષ્ટી ભાગે ભવો ભવનીરે; મુક્તી વલ્લભ, અભાવે દુનિયાના દવનીરે. ૪

## પદ. ૧

રાગ વણઝારાનો.

અલ્યા જીવલડા જંજાળી, તારૂં જોબન લે સંભાળી; ટેક.
જોલ્યા જોબન કામીને ક્રોધી; ન્યાય નીતી વિવેકનું વિરોધીરે. અ. ૧
જોજે જોબન કુંડા કૃત્યનું, કેવળ અધર્મને અસત્યનુંરે. અ. ૨
લોભ મોહ મદ મચ્છરે ભરીયું; તુંજો બને તે જોબન ઠરીયુંરે. અ. ૩
તાહારી ગદ્ધા પચીશી લે જાળવી; વદે વલ્લભ ત્રષ્ણા ટાળવીરે. અ. ૪

## પદ. ૨

જોલ્યા ઘરની ઘરબોળ ઘાલ્યું, સુમતી થઇને મીથ્યા ઝાલ્યું. ટેક.
તેંતો આયુષ મનુશનું ખોયું; ખરૂં ખોટું ખોળીને ન જોયુંરે. જો. ૧
દેખા દેખી બાંધી કંઠ કંઠી; ગયો વણ વિચારે વંઠીરે. જો. ૨
શું તું સત્ય સમજીને સપટાયો; ઉપલ્યા ઉપચારથી લપાટયોરે. જો. ૩
એતો કળીયુગની કાળી કરીયો; વદે વ્યાસવિજ્ઞાનને વિસરીયોરે. જો. ૪

---

## પદ. ૧

પડયોલ્યા પડયો. એ રાગ.

જુઓ માનવો મુનશા દેહ ગયો, ફર્યો સર્વ ધર્મ તેનો તે રહ્યો. ૧
કરી સ્નાન શેવા લેવા મુક્તીને, જાણી નહી મોક્ષ તણી યુક્તીને. ૨
કર્યાં ટીલાં ટપકાં છાપાં છપને, ઘણેરો જપ્યો તપ્યો જપ તપને. ૩
કર્યાં પુન્ય દાનો કશી કાયને, શેવ્યા સંત સાધુ વાડવ ગાયને. ૪
કર્યાં દરસણો ઘણાં દેવનાં, કરી ઉપદેશી તણી શેવના. ૫
સુણ્યા શટ શાસ્ત્રો કથાઓ ઘણી, જાણ્યા વેદ અર્થ વિદ્યાયો ભણી. ૬
પુરાણો અરાઢે વળી વાણીયો, સમર્તી અને સૌ શ્રુતી જાણીયો. ૭
વાંચ્યું સાંભળ્યું હરી ધ્યાન ધર્યું, તેમાંથી કહે તત્વ શું નીસર્યું. ૮
જીવન મુક્તી જોઇતો અનુભવ કહે, નહીતો વલ્લભ સંગ ઝાલી રહે. ૯

## પદ. ૨

જો લ્યા કોણે માંખણ કાઢી દીધું; સદા દુધમાંથી મથન કીધું. ૧
ગયો મુનશા દેહ ફરી ન મળે; અઢ સત્ય સંગેતો વેળા વળે. ૨
માટે જીવડા જાણી લે બ્રહ્મને; કરીલે સફળ ગુરૂના શ્રમને. ૩
બનીજા બરોબર ગુરૂ કને; અચાનક તુરીયા અવસ્થા બને. ૪
પછી કોણ ગુરૂ કીયો શીશ્યછે; ગુરૂ સર્વનો તે પ્રેરક ઇશ છે. ૫
સદા સુખ જાણો હરી દાસમાં; જોઇ ન જોશો આ વપુ વ્યાસમાં. ૬

## પદ. ૩

થયો જીવ જન્મીને દેવ રણીયો, કબાર્જએ કયાંથી તને જણીયો. ૧
ભોમી ભાર દઇને દેવું કર્યું, અધ્યો મુતચો શું તેં ભાડુ ભર્યું. ૨
નાહ્યો ધોયોને નીત્ય નીર પીધું, તેનું કેટલુ મુલ તેને દીધું. ૩
પ્રકાસે સુર્યથી ભવ ભળીયો, તેનો બદલો તે શું વાળીયો. ૪
જોલ્યા તેં મફતની લીધી હવા, દેવું વાળ્યા વણુ બેઠુ ભુંડુ થવા. ૫
ભોમી કોઈની ખેડવા લેઇએ, તેને બરમાસે દાણ્ય દેઇએ. ૬
કોની કને બેહેડું જળ માગીયે, તેને કાંક દૈને દેવું તાગીયે. ૭
જોલ્યા બત્તી મશાલ લેવરાવીએ, તેને કાંક પણ દ્રવ્ય દેવરાવીએ. ૮
કોઈ કને પંખા ખેંચાવિયે, તેને કાંક પઈસા ન્હેચાવીએ. ૯
મનુશ તણો બદલો વાળીયો, રહ્યો તું દેવોનો દેવાળીયો. ૧૦
અત્યારે માયા મોજમાં માણજે, આગળ એશ ખાસડાં તું જાણજે. ૧૧
ઉઘાડો રાજા લેછે જપ્તી કરી, તેવું ગુપ્ત લેશે તે ગુપ્ત હરી. ૧૨
સુધો રહી પયપાન કરતાં બીયે; પછી વાંકો રહીને મુત્ર પીયે. ૧૩
વદે વ્યાસ આ બોધ સજ્જનને, નહી લાગે મુર્ખ તણા મનને. ૧૪

---

## પદ. ૧

### મેલ્યાં વીસારી. એ રાગ.

પુરણ બ્રહ્મ પતી, માહારે એક પુરણ બ્રહ્મ પતી. ટેક.
ગુરૂ શિવ બ્રહ્મા, વિષ્ણુને પર બ્રહ્મ, અવરકો ગુરૂ નથી. માહારે. ૧
દેહો હમ બુદ્ધીના, દેહો છે ગુરૂ, તે શેવે મનુષ કૃતી. માહારે. ૨
ઇશ્વર કૃતીને જુએને ન જાણે, મુરખની એવી મતી. માહારે. ૩
મનુષ કૃતીને, ચમત્કાર માને, વિચારી ન જોયું રતી. માહારે. ૪
તે પડયા જાળે આ કળી કાળે, બોહી બેઠા જ્ઞાનગતી. માહારે. ૫
અલોકીક દરસે દાસ વ્યાસ વલ્લભ, આનંદ ઉપજ્યો અતી. મા. ૬

## પદ. ૨

પ્રેરકે પ્રેરણા કરી દેખાડયા મને, પ્રેરકે પ્રેરણા કરી. ટેક.
પ્રેરક વણુ પાર, પામ્યા ન કોઇ, જોઇ જોયું સઘળે ફરી. દે. ૧
વણુ વિદ્યા સુન્યે, પુરવનાં પુન્યે, બેઠો ત્રી તાપ તરી. દે. ૨
અતી ઉપકારી, પ્રેરક પ્રભુજી; રંક પર દયા ધરી. દે. ૩
પ્રારબ્ધી પુરૂષોને, પંથ જડયોતે, સરવે બેઠા ઠરી. દે. ૪
જેણે જેણે જાણ્યું, તેણે સુખ માણ્યુ, કેમ જાશે તે વિસરી. દે. ૫
અભયપદ સૌ, લઈ બેઠા વલ્લભ; ખોળ્યે ખુંચમળી ખરી. દે. ૬

### પદ. ૩

લેહેણુદાર ઉઠી ગયો, ભલે મ્હારો; લેહેણુદાર ઉઠી ગયો. ટેક.
લેહેણુદારનું સૌ લેહેણું પતાવ્યું, દેણુ દાર હું ન રહ્યો. ભલે. ૧
ખરૂ કમાવુંને, સુખ રૂપ ખાવું, આનંદ ભયોરે ભયો. ભલે. ૨
જંજાળ વાળો, કીધો નીરાળો, હવેતો કનડે કયો. ભલે. ૩
લેહેણુદાર દેણુદાર, હવે ન ઇછું, નિશ્ચીત વ્યાસ થયો. ભલે. ૪

---

### પદ. ૧

આવો ઘેર બાલાજી બાલા. એ રાગ.

ભજો ભાઇ પુરણ બ્રહ્મ ભાવે,
ફરી આ અવસર નહી આવે. ભજો. ટેક.
ભજે બ્રહ્મ હેંથી મુક્ત થશે, અક્ષર ધામ પરબ્રહ્મ ભજી જશે;
પુરણ બ્રહ્મે અક્ષરાતીત હશે, ભજો. ૧
જેની જ્યાં મતી ત્યાં થાય ગતી, વદે વેદ શ્રુતી વાકય અતી,
તેમાં ફેર હોય ન એક રતી. ભજો. ૨
ત્રીતાપોથી ટળવાને ચ્હાવો, જનમ મ્રત્યુથી છુટી જાવો;
અખન્ડ પદનો વલ્લભ લ્હાવો. ભજો. ૩

### પદ. ૨

ઉત્તમપદ ઝાલ્યે ઉતમ મળશે;
અવર પદે કયાં વેળા વળશે. ઉત્તમ. ટેક.
ઇછવું પુર્વ પશ્ચીમમાં પળવું, જોઇએ અન પણ વેણુ દળવું;
જાવુ લાંબુ ખેતરવામાં ખળવું. ઉત્તમ. ૧
જોઇએ રાજ પણ વનમાં રેહેવું; સાધી પ્રેત પ્રભુસાધ્યા કેહેવું;
મોક્ષેચ્છુને અન્ય સાધન એવું. ઉત્તમ. ૨
હોય જેવી બુદ્ધી તેવું સુજે; બાવળ છેદે તાડી કયાં દુજે;
દીઠે મરે તે શું રણ ઝુજે. ઉત્તમ. ૩
મુમુક્ષુ મોક્ષ શોધન કરતા; માઇકિ માયામાં રહે ફરતા;
વલ્લભ વ્યાસ વિવેકે વિચરતા. ઉત્તમ. ૪

---

### પદ. ૧

દાસ પરે દયા લાવોરે. એ રાગ.

અલોકીકના વાશીરે, દર્શણ દેજો. અલોકીકના વાશી. ટેક.
આતોછે આધીને વ્યાધી, અણ સરજી એતો ઉપાધી;
તેણે ગયો છું ત્રાશીરે. દર્શણ. ૧

તમ વિના હું નીરાધારી, કોણ ગતી થવાની માહારી;
સંસારી પણ સંન્યાશીરે. દર્શણ. ૨
વૈરાગ વડે છું વેરાગી, અભાવથી મને માનો ત્યાગી;
વ્યાસને અપ્રીય ચોરાશીરે. દર્શણ. ૩

પદ. ૨

અખંડાનંદ પદ વાહાલુંરે, લાગે છે મને, અખંડાનંદ પદ વ્યહાલું. ટેક.
અનુભવમાં લીધું આતોમેં, ખાધી લોભ તણી લાતોમેં;
જાણ્યું સંસાર સુખ ઠાલુરે. લાગેછે ૧.
કાચીને મેં સાચી માની, એટલો બધો હુંતો અજ્ઞાની;
તે પંથ હવે કેમ ચાલુરે. લાગેછે. ૨
વ્યાસ વલ્લભને દાસ જાણી, કાને ધરજો નીરમળ વાણી;
કદી કુમારગ નહી ઝાલુરે. લાગેછે. ૩

પદ. ૩

નરને નારીએ ઝાલ્યોરે, અરેરેઆ, નરને નારીએ ઝાલ્યો. ટેક.
નારી જાતે નરને ઝાલ્યો, ઘેલો બનાવી ગરદન ઘાલ્યો;
તેથી નર અવળો ચાલ્યોરે. અરેરેઆ. ૧
રૂપાળા રંગભોગ દેખાડી; વશ કરી લીધો સ્વાદો ચખાડી;
પંચ વિશયમાં ફાલ્યોરે. અરેરેઆ. ૨
વિશય સુખ સદાનું જાણ્યું, પરીવારનું તરીલુ તાંણ્યું;
માહારા માની મહી મ્હાલોરે. અરેરેઆ. ૩
અનુભવ્યું તે છટકી નાઠો, ચોટયો રહ્યો તેનો દન ભાઠો;
તેથી વૈભવ પાછો આલ્યોરે. અરેરેઆ. ૪

પદ. ૪

મુળ વસ્તુ મને લાધીરે, અખંડાનંદી, મુળ વસ્તુ મને લાધી. ટેક.
ઘણા દીવશ ખુબ ખાધાં ગોથાં, ફેંદયા બહુ પુસ્તકને પોથાં;
પણ તે ગ્રોથાં ઉપાધીરે. અખંડા. ૧
તીરથ યાત્રા વર્ત વર્તુલાં, યમ નિયમ કરી ભમીયો ભુલાં;
દાન દરસણે ખોટ ખાધીરે. અખંડા. ૨
શોવ્યા સંત સન્યાસી સાધુ, તેણે લલચાવી લીધુ ખાધુ;
વાપ્યો અષ્ટાંગ યોગે વ્યાધીરે. અખંડા. ૩
પ્રેરક પ્રભુએ પ્રેરણા કીધી, સત્ય વસ્તુ દેખાડી દીધી;
તવ તે વલ્લભે સાધીરે. અખંડા. ૪

## પદ. ૧

### અણીરૂધની ઘોડીનો રાગ.

જુઓ જીવો ડુબ્યા ભવ કુપમાં. ટેક.
સહ્મ સાર હસ્ત લાધ્ય વીનારે, આવા ગમન ટળે કેમ;
અવાળે ભરોછો બાચકારે; એતો કળીનો કળી લ્યો વ્હેમ. ડુબ્યા. ૧
ઢબરાં માનીયે ઘેબરાંરે, તક્રને માનીયે દુધ;
ખર પુંજ્યે ગૌ પુજાના વળેરે, બળી બળીરે મનુશ તારી બુધ. ડુ. ૨
શેવીયે શીકોતર મેલડી રે, બ્રહ્મપદ પામવા માટ;
જળ મથને માંખણ ના નીકળેરે, એ વળીયો ડહાપણમાં દાટ. ડુ. ૩
ખરૂ ખોળીને ખરૂ વહોરવુંરે, ખોટે ખોટામાં ખોડ;
સત્ય શીખ વલ્લભ વ્યાસનીરે, હુરીજનને ઠક્કરની હોડ. ડુ. ૪

## પદ. ૨

કળી કાળે ઝીકયા જીવ જાળમાં. ટેક.
જગતના જીવ ઝીકયા ઝાળમાંરે, મળવા ચોરાશી દેહ;
માટે માયાને મોહી પડયારે, મીથ્યા વસ્તુથી થયો સ્નેહ. ઝી. ૧
પીત્તળ પાશાણ પ્રતીકારે, ત્વચા માંઉસને હાડ;
વા વન્હિ જળ માયા તણાંરે, વળી કનીષ્ટને જેષ્ટ ઝાડ. ઝી. ૨
પડે દ્રષ્ટે તે નષ્ટ માયા, જગરાય માયાતીત;
મોક્ષપદ માયાતીત છેરે, તે મુકી કરી માયા શું પ્રીત. ઝી. ૩
મંદીર મ્હોરતી માહાત્મા માયા, તેનું લૈ બેઠા લક્ષ;
તેથી માયાતીત ના મળેરે, એતો બેઉનો વિરૂધ પક્ષ. ઝી. ૪
સમજી દો ધ્યાન માયાતીતમાંરે, જો ચાહો મળવા મોક્ષ;
દાસોસ્મીપણ વલ્લભ ઘણુંરે, માનો પરમેશ્વરને પરોક્ષ. ઝી. ૫

---

## પદ. ૧

### વરસે વાણી વ્યાસની એ રાગ.

ભજી લેરે ભજીલે તું, ભજી લેને બ્રહ્મ;
ન્યાય નીતીને વિવેક વડે, પુરણ પડશે ગમ. ટેક.
ગમ વિના અગમ ન સુજે. ચાહ્ય ભણોચાર વેદ;
સર્વજ્ઞના સંગ વિના શું, પામર પામે ભેદ.
ભેદ જાણ્યાવણ વેદની વિદ્યા, છે ભણવાનો સમ. ન્યા. ૧
શટ શાસ્ત્રોને ઉપનીશદો, અઢારે પુરણ;

ભયાનક રૂચકને યથારથ, વેણુનું નહી પડે જાણ.
જાણ વિના વિદ્યા વાણ શુક શમ, ધરમ છતાં અધ્રમ. ન્યા. ૨
જ્ઞાની જનને ગમ અગમની, વિદ્વાનને નહી લેશ;
આવાગમન નહી મટવાનું, જ્ઞાનમાં જેને દ્વેશ.
ક્ષર અક્ષરને અક્ષરાતીત, તેનો જો અનુક્રમ. ન્યા. ૩

## પદ. ૨

માન્ય લોભી મહતા લોભી, માયાનો મારેલ;
ધરમને નામે ધન મેળવે, ખલકમાં કરી ખેલ. ટેક.
દીનતા રાખે દયા દેખાડે, દાન કરે કરપણ;
ભરમ લગાડી કરે સંધ્યા, ગાયત્રી તરપણ.
મોઢે મીઠું ભાષણ ભાંખે, રહે ઠાઉકો ઠરેલ. ધ. ૧
આચાર પાળેને વિચાર ન લે, હરામનો હરામ;
ઢોંગ કરી ધુતારો ધુતે, ગામ અને પરગામ.
વ્યાસ વદે તે ખેલાડુ ના, અજ્ઞાનીયો દાબેલ. ધ. ૨

## પદ. ૧

### એમ કહે હનુંમાન. એ રાગ.

સહુ છે સ્વારથીરે, સહુ છે સ્વારથી;
સ્વારથ વિના હરી સગું કો નથી. ટેક.
હરીને નથી સ્વારથ ધન લેવા, હરીને નથી સ્વારથ કૈં શેવા;
હરીને નથી સ્વારથ જીવ જેવારે. સહુ. ૧
હરીને નથી કાંઈ ખોટ ખજાને, હરીને નથી કે મને જગ માને;
હરીને નથી સુણવી કીરતી કાનેરે. સહુ. ૨
હરીને નથી ખોટ પટકુળ તણી, હરીને નથી ખોટ કેહેનાર ઘણી;
હરીને ઘેર સાહીત્ય સર્વ ઘણીરે. સહુ. ૩
હરીને નથી ખોટ ખાવા અનની, હરીને નથી ખોટ સેવક તનની;
વદે વલ્લભ ખોટ છે જ્ઞાની જનનીરે. સહુ. ૪

## પદ. ૨

નથી મરવાનુરે, નથી મરવાનું;
મરવાનું હોયતો તરવાનું શીદ સોધીયે; ટેક.
જીવ મરતો હોય તો દુખ શાનું, વળી પાપ શીદને કરીયે છાનું;
માયા મુકી ઇશ્વરને શીદ માનુરે. નથી. ૧

હોય મરવાનું તો શીદ પુન્ય કરીયે, મરવાનું તો શીદ ધ્યાન ધરીયે;
હોય મરવાનું તો ચાહ્ય તેમ ફરીયેરે. નથી. ૨
હોય મરવાનું તો સત્યસંગ ખોટો, હોય મરવાનું તો કયાં ધર્મ મ્હોટો;
મરતા હોઇએતો જુઠો શાસ્ત્રનો સોટોરે. નથી. ૩
જોજે જીવડા નથી મરવાનું થાય છે ચોરાશી લક્ષ ફરવાનું;
તેથી વલ્લભ શુભ જ્ઞાન તરવાનુંરે. નથી. ૪

---

## પદ. ૧

### સુરદાસના થેકાનો રાગ.

કર્યો કળીએ કેહેરરે, કેહેરરે કેહેરરે કેહેરરે, કર્યો. ટેક.
કળીયુગ આવ્યો ઝઘડો મચાવ્યો, ધર્મનું ધાંધલ ઘેરે ઘેરરે. કર્યો. ૧
ભગવત ભગ્તીને પુન્ય પુરાણપર, વળી વિપ્રો પર ઝેરરે. કર્યો. ૨
પ્રતીમા પુજનને ક્રીયા કારજમાં, વર્ણાશ્રમો પર વેહેરરે. કર્યો. ૩
જ્ઞાનવણ ધ્યાનમાં પુસ્તક પ્રમાણમાં, વલ્લભ અધર્મ ડેરો ડેરરે. કર્યો. ૪

## પદ. ૨

છોડોને છેલાઇ છેલરે, છેલરે, છેલરે છેલરે. છોડો. ટેક.
છત છોરાંથી છેલ બનીને, ગોરી આગળ કર્યા ગેલરે. છોડો. ૧
રાવણ સરીખા રોળાયા રણમાં, સુના પડયા સોવણ મહેલરે. છોડો. ૨
ગર્ભવાસ ટાળવા સત્સંગ સ્હાવો, જન્મ નવ માસની જેલરે. છોડો. ૩
અકડાઈ ફકડાઇ જકડાઇ મુકો, આગળ નહી નભે ફેલરે. છોડો. ૪
વલ્લભ વદે મુઢ મતી નથી માનતો, બન્યો છે ઘાંચીનો બેલરે. છોડો. ૫

## પદ. ૩

ભલેને થાઓ ગ્રસ્તરે, ભલેને થાઓ ગ્રસ્તરે;
ગ્રસ્તરે ગ્રસ્તરે ગ્રસ્તરે, ભલેને થાઓ ગ્રસ્તરે. ટેક.
ઘણી ગ્રસ્તાઈથી છાકયો દુર્યોધન, ખોયુ દીલ્લીને ઇંદ્રિપસ્તરે. ભલેને. ૧
તેવો છાકયો તો રાવણરાજા, છેવટ ખોયું સરવસ્તરે. ભલેને. ૨
ઘણ ખીલેલું ઘણું કરમાશે, ઉદય તેનો થાય અસ્તરે. ભલેને. ૩
ઘણ ખાશેને ઘણું અકળાશે, ઘણું જાવું પડશે દસ્તરે. ભલેને. ૪
કોઈની સાથે ન ગઇ ગ્રસ્તાઇ, સહુ ગયા ઠાલે હસ્તરે. ભલેને. ૫
નહી જ્યાં થવાનું નહી ત્યાં જવાનું, તે તો સદા જબર જસ્તરે. ભલેને. ૬
વલ્લભ વદે છે નીશ પ્રહાથી, બ્રહ્માનંદમાં રેહેશું મસ્તરે. ભલેને. ૭

---

## હોળી. ૧

### સામરા મત ડારો પીચકારી. એ રાગ.

માનવા કેહેણુ જો એક માહારૂં,
જો માહારૂંરે, માનવા એક જો કેહેણુ માહારૂં. ટેક.
કળી કાળે કુપંથ પસરીયા, એક મુકીને હઝારૂં;
સત્ય ત્રેતા દ્વાપરમાં નોહોતા, તે થયા કળીમાં જ્યારૂ;
રહ્યું મોક્ષપદ સુણુ ન્યારૂં. માનવા. ૧
બ્રહ્મવાદી બુધ કે રામાનુજ, નાનક કયાં હતો વારૂ;
કયાં વલ્લભાચાર્ય કે કયાં કબીરો, કયાં ચારવાક વિચારૂ,
નીબાદીત તવ કયાં ધારૂ. માનવા. ૨
કયાં હતો દાદુ ઉદો પ્રણામી, કયાં બીજ ધર્મે અંધારૂ;
કયાં નીરાંત પંથ કે કયાં કાંછળીયો, કયાં સમાજીને સંભારૂ,
કૈવલ્યપંથનું કયાં નગારૂ. માનવા. ૩
આવા અનંત પંથના તંત કળીમાં, વધ્યું છે લ્હારે લ્હારૂં;
જો પેહેલા હોય તો પુરાણે ન લખીયા, ન લખી ગયા વેદચારૂં.
સોધી દોતો સરત હું હારૂં. માનવી. ૪
કુબજ્યા શબરી સરીખાં લખાણાં, તો શું આ લખવું નઠારૂં;
પહેલા ન્હોતા માટે નથી લખાયા, જો કયાં ગયું ડાપણુ તાહારૂં,
વલ્લભ સમજાવે છે સારૂં. માનવા. ૫

## હોળી. ૨

જગ્તથી જુદી કળીની હોળી,
હાય હોળીરે, જગ્તથી જુદી કળીની હોળી. ટેક.
ક્યાં લંગોટ ક્યાં ભગવાં કરીને, ખાંધે ભરાવી ઝોળી;
ન બન્યા બેટા બની બેઠા બાવા, કણબી કાછીયો કોળી.
અંગે ઘણી રાખ રગદોળી. જગ્તથી. ૧
જેમ સીતાને છળી તેમ છળવા, નીકળી કળીની ટોળી;
મંદમતી મરદો ભોળવાયા, ભરમાઈ ભામની ભોળી.
પાયાં પય સરકરાં ઘોળી. જગ્તથી. ૨
ત્યાગી કેવાયાને ભાવતાં ભોજન, જમ્યા કંસાર કચોળી;
ઝાળીરોટીને પાયસાન ગોરસ, અથાંણાં પાપટ પોળી.
વદે વ્યાસ દુનીયાંજ બોળી. જગ્તમાં. ૩

## હોળી. ૩

અગમની ગમ છે ઘણી આઘી,
ઘણી આઘીરે, અગમની ગમ છે ઘણી આઘી. ટેક.
આઘી ગમછે અતી ઉત્તમ છે, તે સમજે કો સભાગી;
ગમ ન પડે જ્ઞાનીના સંગ વિના, ન્હાય વેદ ભણો ભીખ માગી,
બનો ન્હાય વેશે વેરાગી, અગમની. ૧
સન્યસ્ત લ્યો કે બ્રહ્મચર્ય પાળો, ન્હાય રાત્રો ગરો જાગી;
જપ કરો કે તપ કરો પણ, નીશાને ચોટ ન લાગી,
ત્યાં સુધીની મ્હોટાઇ નાગી, અગમની. ૨
તીરથ યાત્રા કરો તન માત્રા, ન્હાય પેહેરો જુની ધાગી;
ન્હાય લ્યો કરવત કાં શેવો પરવત, કાં બનો દ્વારકાના ડાગી.
વલ્લભની ચાબુક નથી વાગી. અગમની. ૩

## હોળી. ૪

જીવડા જોઈ લેને વિચારી.
વીચારીરે, જીવડા જોઇ લેને વિચારી. ટેક.
જોઈ લે વિચારી અનુમાને ધારી, વેદ વાકય સરળતા સારી;
કીયા હેતુથી કીયું વેંણુ વેદનું, કેઇ વેળા વાત વિસ્તારી,
તપાશે શું બુદ્ધી બીચારી. જીવડા. ૧
કોને સારૂં કીયું વાકય વદ્યુ છે, કોણ સુણનારો આચારી;
કીયો કીયો શબ્દ કીયે સમે લાગુ, જ્ઞાનવાનને ગમ ભારી.
વલ્લભ નહી અન્ય અધીકારી. જીવડા. ૨

## હોળી. ૫

શામને શું સમજે સંસકૃતીયા, એકૃતીયારે; શામને. ટેક.
શંસક્રત શીખી શીખ્ય ઈરીશ્યા, કથે દ્વીતીયાને ત્રતીયા;
મુળ માલીકનું જ્ઞાન મળે નહી, કાં જોગી કાં જતીયા,
લક્ષમી લેવામાં સતપતીયા. શામને. ૧
શબ્દોના અર્થે ભાવાર્થ ન જાણે, પકવે માંથાં મકૃતીયા;
મુળ વસ્તુનું જ્ઞાન સો ગાઉ છેટે, પુરણ બને અવગતીયા,
વદે વ્યાસ જ્ઞાન વણુ મતીયા. શામને. ૨

## હોળી. ૬

વસ્તુને ન જાણે વ્યાકરણી, વ્યાકરણીરે. વસ્તુને. ટેક.
વસ્તુને ન જાણે મુમત તાણે, બેઠા પુસ્તકને પરણી;

ન્યાય નિતીને વિવેક ન વિચારે, અન્ય વાતો વદે વરણી,
ન જાણે નીશ્ચેની નીસરણી. વસ્તુને. ૧
ગ્રંથોમાં જ્ઞાન જેમ નાભીમાં કસ્તુરી, પણ ઢુંડે હરણાને હરણી;
રણમાં રહવડે સોધવા સારૂ, સુંગે તરણાંને તરણી.
એવિ વિદ્વાનોની કરણી. વસ્તુને. ૨
અતીશે અગની હોય ભરેલો, જેવી તરૂવરમાં અરણી;
પણ મથન વણ પ્રાપ્ત ન થાયે, વંઝા શું જાણે હગરણી,
નહી ફક્ત વિદ્યાર્થી ઠરણી. વસ્તુને. ૩
વનસ્પતી હોય અવનીમાં પણ, સ્વાદ ન આખે ધરણી;
ગળા સુધી ઘ્રત ભર્યું હોયે પણ, ખાઇ શકે નહી બરણી,
વિદ્વાનોની વિદ પેટ ભરણી. વસ્તુને. ૪

## પ્રભાતીયું. ૧

જાગને તું જાદવા એ રાગ.

જીવડા તું જાગ્યને મુક્તી મોક્ષ માગ્યને, લાગ્ય લક્ષમાં એક પુર્ણ બ્રહ્મશું;
ત્રેણ તાપ ટાળવા સત્ય વસ્તુ ભાળવા, ખાળવા ખલકના ખેલ ગમશું. ૧
માયા મદ મોહતે, અલૌકીક દ્રોહએ, વિષ રૂપ વિષયો વ્હેરી જાગીયા;
કામ ક્રોધ મોહ લોભ, મદ મચ્છર સૌ; ભવો ભવ શત્રુ થઇ લાગીયા. ૨
મોહ મલકાવતો લોભ લલચાવતો; કરાવતો કામદેવ કૃત્ય કુડાં;
ક્રોધ તે લડાવતો મદ તે ચડાવતો; મચ્છર વલ્લભ તેણે નર્ક કુડાં. ૩

## પ્રભાતીયું. ૨

જાગીયો ભય ભાગીયો જીવતે સભાગીયો, તાગીયો ત્રષ્ણા બધી સ્થીર થોભી;
ધન્ય તેની માતને, ધન્ય તેના તાતને, થયો એક મોક્ષ લક્ષનોજ લોભી. ૧
જન્મ સફળ જેહનો, મનુષ દેહ તેહનો, સ્નેહનો સત્ય પ્રેમ રામ સાથે;
બાકી પશુ સમ છે ફક્ત માયા ગમ છે, શ્રમ છે ભાતીકનો તેહ માંથે. ૨
ભોગવે ચોરાશીયો તેજ સત્યા નાશીયો; વાસીયો કુ ગ્રામનો, ભોમ ભારે;
ચેતવું ચાતુરને મોક્ષના આતુરને, જાવુ ન્હાવું વલ્લભ મોક્ષ દ્વારે. ૩

## પ્રભાતીયું. ૩

જાગીયો જણાયજે, તુર્યાવસ્થા થાયતે, બાકી સર્વે જીવ ઉંઘમાંજ ઉંઘે;
ભલે માને જાગતો, ભય નથી ભાગતો, ત્યાં લગી જન્મોછે જુગ જુગે. ૧
ભગ્ત નામ પાડીયું, ખોટું ખોળી કાહાડીયું, ભય ગત થાય ત્યારે ભગ્ત સાચો;

તેરતા તીલક કરે, છાપાંતો છપ્પન ભરે, પણ પર્મ પદમાં પુર્ણ કાચો. ૨
સમાગમ શ્રમથી, સબંધછે બ્રહ્મથી, અગમ નીગમથી તેજ તરશે;
વદે વ્યાસ એટલું કહી કહું કેટલું, ઘેટલું ગાડરના ભેળું મરશે. ૩

## પ્રભાતીયું. ૪

ઉઠ તું અભાગીયા, જ્ઞાની જન જાગીયા, લાગીયા લક્ષ દેઇ નામ દેવા;
નાહીલે ઘોઇલે જગતપતી જોઇલે, પર્મ પદવીનો લ્હાવ લેવા. ૧
ત્યાં છે સર્વ સુખડુ, કવચોત નહી દુખડુ, સુખડુ અખન્ડ અમી ભર્યું રેહેછે;
ક્ષુધાકે પીપાશા નહીં, ઉંઘકે આળસ નહીં, ભરપુર આનંદ સદૈવ વેહેછે. ૨
અર્ણવ આનંદનો, અજાણ મતી મદનો, માયા તણા ફંદનો ન સ્વાદ ચાખે;
વલ્લભને લેહેર છે, માલીકની મેહેર છે, સ્થીર પ્રેમ જયાં લગી બ્રહ્મ રાખે. ૩

---

## પ્રભાતીયું. ૧

પઢોરે પોપટ રાજા રામના. એ રાગ.

જાગો જીવ પર્મ પદ પામવા, વામવાને ચોરાશી;
તુરીયા વણ જાગ્રત નથી, ઝીણું જુઓ તપાશી. જાગો. ટેક.
ભલે ભણો વેદ વિદ્યા વ્યાકરણો, ભલે શાસ્ત્રાર્થ જાણો;
ભલેરે પોથાં પુરાણનાં, જીવ્યાહશે કરી આણો. જાગો. ૧
ભલે જપ તપ યોગ સાધના, ભલે ભસ્મ લગાવો;
ભલે અડબંગ લંગોટીયો, ભલે અલક જગાવો. જાગો. ૨
ભલે તાપો ચોરાશી ધુણીયો, ભલે જટા વધારો;
ભલે ભગવાં કરો લુગડાં, ભલે તીરથે પધારો. જાગો. ૩
કોટી કારીગરી લ્યો કરી, પરમ પદ ઘણું છેટે;
વદે વલ્લભ શુખ જ્ઞાનથી, ભાવે બ્રહ્મને ભેટે. જાગો. ૪

## પ્રભાતીયું. ૨

અખંડ અવિનાશી એક છો, અવર નથી તમ જોટે;
સચ્ચીદાનંદ નામ તે, સાચું નહી જીવ હોઠે. અ. ૧
આપ અદ્વૈત અન્ય દ્વૈતછે, તે સાર સમજે છે શાણા;
વેદ ધરાધરી થાકીયા, તોયે નવ્ય પરખાણા. અ. ૨
પરખ્યાતે પાર પડી ગયા, આવા ગમનથી છુટયા;
છુટી પામ્યા તમ સ્વરૂપને, તેવા ખલકમાં ખુટયા. અ. ૩
કણ ગયા ને રહ્યા કુશકા, તેને ગમ નથી તાહારી;
વલ્લભ શરણ લીધું શામજી, તેથી ગ્રહો બાંહ્ય માહારી. અ. ૪

## પ્રભાતીયું. ૩

પુરણ કૃપાળુ પરબ્રહ્મછો, પ્રેરક છો પ્રેમી જનના;
પ્રેમ જોઇ પ્રેરણા કરો, ટાળો ત્રી તાપ તનના. પુ. ટેક.
ત્રીવીધી તાપે તપી રહ્યો, શાન્તી ક્ષણ નથી વળતી;
અહીંથી છુટીને કયાં જશું, હૈયે શઘડી તે બળતી. પુ. ૧
હુંરે પામર પાપી પ્રાણીયો, આગળ કોણ ગતી થાશે;
એ ચૈત્વન ચીતમાં ચલતું, તેતો કયારે બુજાશે. પુ. ૨
તેન મનના તમે જાણછો, ખરૂં ખોટું તે સરવે;
ન્યાયે વલ્લભનું માગણું, નથી આજીજી કરવે. પુ. ૩

## પ્રભાતીયું. ૪

પ્રેરક પ્રભુ પ્રેરણા કરો, થોડું માગણું માગુ;
અખંડ પદ ઓળખાવીદો, તેના લક્ષમાં લાગુ. પ્રે. ટેક.
સંત માહાનંતને જઇ મળ્યો, ધર્માચાર્યો ઢુંડયા;
તેને અગમની ગમ નથી, મહતાના મોહે બુડયા. પ્રે. ૧
દોડી ચુકયો દેરાં દેરીયો, કર્યાં વરત વચુલાં;
નામ સ્મરણ ષટ માસનું, પણ તે ભમવાનાં ભુલાં. પ્રે. ૨
છેવટ ગુરૂ તમને કર્યાં, ત્યારે પુરણ જાણ્યું;
અનુભવ થઇ ગયો સત્યનો, જ્ઞાન વ્યાસે વિખાણ્યું. પ્રે. ૩

## પ્રભાતીયું. ૫

જાણી જપો જીવ જગપતી, નહીંતો કરમે કુટાશો;
ભક્તપણું કહેવરાવવા, લાહાવો લેતાં લુટાશો. જા. ટેક.
નામ ગામ જાણ્યેથી શું વળ્યું, કેઇ દીશાએ જાવું;
હોય પુર્વને પશ્ચીમ પળો, તેથી થાય અથડાવું. જા. ૧
કેવળ કીર્તન રૂચક વેણુછે, કેહેનાર કવિયોની યુક્તિ;
વેદ વચન ના હોય જુઠડું, ऋते ज्ञानात न मुकती. જા. ૨
શેવા સ્મરણ કોનું કરો, તેનો ત્રીપુટી ન શોધી;
વદે વલ્લભ કળીયુગના, બન્યા બરબડીયા બોધી. જા. ૩

## પ્રભાતીયું. ૬

અખંડપદ આરાધીએ, સાધીએ સુખ સારૂ;
મુળ પદને જાણ્યા વિના, સોમણ તેલે અંધારૂં. અખંડ. ટેક.
પ્રભાતે પથારીમાં બેશીને, રાખવી રૂડી સુરતી;
આનંદ મય મુળ બ્રહ્મછે, કૈવલ્ય જ્ઞાનની સુરતી. અ. ૧

સુખ દુખના દ્ધંધે અતીત છે, સદા અચળીત સ્વામી;
ન્યારાછે તુરીયા થકી, સહુના અંતરયામી. અ. ૨
ગુણા તીત ભાવા તીત છે, ઞે ધે નામજ જેનું;
વ્યાસ વદે સમરે એટલું, જન્મ મર્ણ નહી તેનું. અ. ૩

## પ્રભાતીયું. ૭

ફાટયો ફાટયો અલ્યા શું ફરે, જૈશ દુનિયામાં ડુલી;
પાંચ માસ રહ્યો ગર્ભમાં, તે તું કેમ ગયો ભુલી. ફા. ટેક.
નર્ક વારે દુખ એક નર્કનું, પણ ગર્ભમાં ઝાઝુ;
નર્ક મુતરને મળ ભર્યો, તેમાં હતો એક બાજુ. ફા. ૧
પીત કફ ગળફા ગોબરા, તેતો ગુફા અંધારી;
ઓરથી બાંધીતી ગાંસડી, તેમાં દુરગંધ ભારી. ફા. ૨
જઠરા અગનીની જવાળથી, આડો અવળો થતો તો;
તેમાંથી છુટવા માગતો, જાણે જીવ જતોતો; ફા. ૩
તે દન તારા ભુલી ગયો, થયો લક્ષ્મીમાં લ્હેરી;
અવગુણીયા ફાટયું ગુમડુ, તવ થયો વેદ વ્હેરી. ફા. ૪
પણ આગળ એનો એજછે, તારી જુએછે પરીક્ષા;
વદે વ્યાસ બચવું હોયતો, લે વિજ્ઞાનીની દીક્ષા. ફા. ૫

## પ્રભાતીયું. ૮.

આરે સંસાર કોનો સત્ય છે, કૈં થયાને કૈં થાશે;
કાંરે રાણાને કાં રાજીયા, કૈં ગયાને કૈં જાશે. આ૦ ટેક.
હશે કોવાર જન્મ મનુશનો, ત્યારે ઘણુંએ રળેલો;
તેતો ત્યાંનું ત્યાં મેલીયું, ઠાલો માલો ટળેલો. આ. ૧
હાલ મનુશ થૈ હું આવિયો, હવે જા જુનું લેવા;
પુત્ર પરીવાર તાહ્યરાં, ઉઠશે ડામ દેવા. આ. ૨
કેહેજે હું પીતા કર્મે માહ્યરી, તેમાંથી ભાગ આપો;
તવ બોલશે તારો બેટડો, કહેશે હું તારો બાપો. આ. ૩
એવી માયામાં તું મોહી રહ્યો, જુઠે જુઠુ ડીંડવાણું;
તેને સાચે સાચુ માનીને, શીદ તરીલું તાણું. આ. ૪
મનુશ થૈ માયામાં મ્હાલીયો, માયાતીતને તું ઝાલરે;
સુખ દુખ મનથી મેલીને, વ્યાસની વાટે ચાલરે. આ. ૫

## પ્રભાતીયું. ૯.

જ્ઞાનમય તેજોમય મુરતી, અખંડ અદ્વૈત સ્વામી;
દર્શન દીધાં દયા કરી, નીરખુ છું નામી નામી. જ્ઞા. ટેક.

આનંદ ભરેલું મુખડું, મંદ મંદ હોઠ હસ્તા;
અમી ભરેલી આંખડી, સ્વ સત્તાએજ વસ્તા. જ્ઞા. ૧
અંગ રંગ તે અકળીત છે, આપાય ઉપમા નકોઇ;
જ્ઞાન ચક્ષુએ ગમ પડી, ટગ ટગ રહ્યો છું જોઇ. જ્ઞા. ૨
અદર્શ આપ થશો નહી, પુરણ નીરખવા ચ્હાઉં;
સદા સમર્યો છું આપને, હવે કીત્થે ન જાઉં. જ્ઞા. ૩
આપની સ્વજાતી બ્રહ્મછું, પુરણ બ્રહ્મ થવા પીછું;
ગંગા સીંધુમાં સમાય છે, તેવું ત્વં પદ ઇછુ. જ્ઞા. ૪

## પ્રભાતીયું. ૧૦.

આપનાં દર્શણ જેને નથી, તે કેહેછે નીરાકારી;
સાકારી ઇશ્વર અવતારને, કહે છે નામી ભગત ભારી. આ. ટેક.
અનાદી સ્વરૂપ જ્ઞાનાકારછો, તેતો વિરલાજ જાણે;
અનુભવ્યે નિશ્ચે થયા, વળી પ્રત્યક્ષ પ્રમાણે. આ. ૧
સુર્ય ચંદ્ર તારાનો આકાર છે, પ્રકાશ છે નિરાકારી;
પુષ્પને પુષ્પની વાસના, તેને લૈયે વિચારી. આ. ૨
દીપકનો પ્રત્યક્ષ આકાર છે, તેજ આકાર વિનાનું;
પ્રકાશ તેજને ગંધ છે, નથી નીરાકાર છાનું. આ. ૩
નીરાકાર આકાર વણ હોયે નહી, જાણવાની છે જુક્તી;
વ્યાસ વદે સમજ્યા વિના, નથી સાયુજ મુક્તી. આ. ૪

## પદ. ૧

મુળપદ વિશ્વના સ્વામી. એ રાગ.
વિશ્વેશ્વર વિશ્વના પતી, સાંભળજો અરજી.
અચળપદે મમ મતી, ઓ વિશ્વંભરજી. ૧
તમ રાજ્યમાં રહ્યો ઘણું, સાંભળજો.
નીશ્ચળ થયો નહી ક્ષણું. ઓ. ૨
જન્મ મરણથી હું થાકયો. સાં.
દેહ પામી પામીને પાકયો. ઓ. ૩
વેઠયા ગરભવાસ ઘણા, સાં.
દુખ દુગધામાં નહી મણા. ઓ. ૪
મળ મુત્રની જેમાં ખાંણી. સાં.
તેમાં ઓરથી બાંધ્યો તાણી. ઓ. ૫

કફ પીત ગળફા ગંધાતા. સાં.
માહા દુખ શરીર બંધાતા. ઓ. ૬
ગંદુ ગોબરૂ જઠરા જવાળા. સાં.
ઘોર અંધારે ઉકાળા. ઓ. ૭
હવે તો હારી બેઠો એથી. સાં.
તમ હૃદ્યમાં રહુ નહી તેથી. ઓ. ૮
દેખાડયું અખંડ પદ આપે, સાં.
સત્ય સમજયો તમ પરતાપે. ઓ. ૯
તેથી તે સત્ય પદની લેહે લાગી, સાં.
નમી નમીને લઉં છું માગી. ઓ. ૧૦
તે પદ લાગ્યું છે મ્હા મીઠું, સાં.
તમે દેખાડયું ને મેં દીઠું. ઓ. ૧૧
હવે અગમ વસ્તુની ગમ છે, સાં.
આનંદ મય મુળ બ્રહ્મ છે. ઓ. ૧૨
ત્યાં પર્મ સુખ ગતી ભારી, સાં.
જ્ઞાન મુર્તિ જ્ઞાના કારી. ઓ. ૧૩
દ્વંદ્વા તીત સુખ દુખ નાવે. સાં.
સદા સ્થીર તુરીયા તીત કહાવે. ઓ. ૧૪
સત્ય ચિદ નિત્ય એક એતો, સાં.
અચળ વિમળ જાણ્યા મેહેતો. ઓ. ૧૫
ભુત બ્રહ્માન્ડના અંતરયામી, સાં,
ન્યારા છતાં સાક્ષી સ્વામી. ઓ. ૧૬
આવા ગમન નહી જ્યાંથી, સાં,
ત્રીગુણાતીત રહીએ ત્યાંથી. ઓ. ૧૭
તે પદ જાવા દો પીતાજી, સાં.
પુષ્ટી આપે છે ગીતાજી. ઓ. ૧૮
તમે છોડો તો છુટુ હાંથી, સાં.
નીકળું ચોરાશી માંથી. ઓ. ૧૯
આપે છોડો તો જાઉ છુટી, સાં.
મમ ગયે નહી જાય સષ્ટી ખુટી. ઓ. ૨૦
વલ્લભનો બોધ જેને લાગે, સાં.
મોક્ષ વણ બીજુ નહી માગે. ઓ. ૨૧

## પદ. ૨

દુરીજનો નિંદા કરજો, નથી દુખ અમને.
વણ પૈસે પાતક હરજો, રજાછે તમને. ૧
હૈયાના ઉભરા સૌ કાહાડો; નથી.
કાં કેહેજો ઘેલો કાં ગાંડો. રજા. ૨
કેહેજો દુરગુણી કે કપટી; નથી.
કેહેજો માયામાં રહ્યા લપટી. રજા. ૩
કેહેજો પડપંચી કે પાપી; નથી.
ગમે તે નકસ નાખો કાપી. રજા. ૪
કેહેજો તસ્કર કે જુગારી; નથી.
કેહેજો વ્યસની કે દુરાચારી. રજા. ૫
કેહેજો સ્વારથી કે ખેલાડુ; નથી.
કેહેજો જુઠો કે બોલનાર આડુ. રજા. ૬
કેહેજો જારી કે જુક્તી વાળો; નથી.
કેહેજો નીરદય કે નીંદાળો. રજા. ૭
કેહેજો નીરલજ કે નઠારો; નથી.
કેહેજો ઉપરનો ઠઠારો. રજા. ૮
કેહેજો નાસ્તીક મીઠા બોલો; નથી.
વિશ્વાસ ઘાતી અતોલો. રજા. ૯
કેહેજો હત્યારો કે કુડો; નથી.
કેહેજો ભવાયો કે ભુંડો. રજા. ૧૦
કેહેજો કઠીણ કાળ છારો; નથી.
કેહેજો ગરદન ઘાલનારો. રજા. ૧૧
કેહેજો દ્વેશી કે ઝેરીલો; નથી.
કેહેજો કલેશી કે વેહેરીલો. રજા. ૧૨
કેહેજો બહુ લાલચુ કે લોભી; નથી.
કેહેજો કનીષ્ટ કે, કાં મોભી. રજા. ૧૩
કેહેજો ઢોંગી કે ધુતારો; નથી.
કેહેજો સૌ ગામનો ઉતારો. રજા. ૧૪
કેહેજો વટલ્યો કે વાંધા ખોરો; નથી.
કેહેજો દુબળો કે મકનઘોરો. રજા. ૧૫
કેહેજો પાખંડી પડપંચી; નથી.
કહેજો કપટે માયા સંચી. રજા. ૧૬

નાંખો રેણું કે તાળી પાડો; નથી.
કરો હોકારી કે બગારો. રજા. ૧૭
ચાહ્ય તેમ બોલો લખો છાપો; નથી.
ચાહ્ય તેવી ઉપમા આપો. રજા. ૧૮
જેનામાં હશે લક્ષણ જેવું; નથી.
તે જીવ બોલશે તેવું. રજા. ૧૯
કયાં ગામે માંડીએ ગેણુ; નથી.
ઝાલ્યું છે સાચાનું સૈણું. રજા. ૨૦
સાચુ સત્‌ચીદાનંદ સાથે; નથી.
વલ્લભે છેડો નાંખ્યો માથે. રજા. ૨૧

---

રાગ, કાવળા ડબલ કડીનો.

છેલ્લા વેલ્લા જુહારછેરે, હરીજનો.
વિપ્રોને નમસ્કારછેરે, હરીજનો.
જેને જે ઘટીત વહેવારછેરે, હરીજનો.

## અંતરો.

જગ હીત કારણેરે, નીકળ્યો છું બારણેરે;
કળીના શારણેરે, રહ્યો નહી ધારણેરે;

---

દ્વેશ રહીત સત્ય વાણછેરે, હરીજનો,
ધન વાસના ઇષ્ટ આણછેરે, હરીજનો,
આશા ત્રષ્ણા નર્ક ખાણછેરે, હરીજનો,

## અંતરો.

મુકી જગ ખાડોરે, આનંદ દહાડોરે;
છાંડી મત આડોરે, વિપ્ર મેવાડોરે;

---

વપુનું અમદાવાદ ગામછેરે, હરીજનો.
પખાલીની પોળે ઠામછેરે, હરીજનો.
વ્યાસ વલ્લભ નીજ નામછેરે, હરીજનો.

---

## આરતી.

જે અક્ષર ધામી, જેજે જે અક્ષર ધામી;
વિશ્વના વિશ્વંભર છો, વળી અંતયામી. જેજે. ૧
વેદ નારાયણ આપ, જેજે વેદ નારાયણ આપ;

શ્રી મુખ શ્રુતી ભાંખી, સોહમના જાપ. જેજે. ૨
નાભી કમળ બ્રહ્માય, જેજે નાભી કમળ બ્રહ્માય;
तत्वमशी કહી તેને, અરચ્યો વેદ મહી માય. જેજે. ૩
अं ब्रह्मास्मी આપ, જેજે अहंब्रह्मास्मी આપ;
કહી સ્વસ્વરૂપ દર્શાવ્યું, ટાળ્યો સહુ પરીતાપ. જેજે. ૪
अयमआत्मा કહ્યો બ્રહ્મ, જેજે अयमआत्मा કહ્યો બ્રહ્મ;
प्रज्ञानआनंद મુળ બ્રહ્મ છે, તે વધા સહુ અનુક્રમ. જેજે. ૫
पेकोहंबहुस्यांम જેજે पेकोहंबहुस्यांम
વદી વિશ્વને સરજાવ્યું, જે હતું તે ગુણ ગ્રામ. જેજે, ૬
પ્રેકર કર્મ અનુસાર, જેજે પ્રેરક કર્મ અનુસાર;
ઉપજાવોછો આપમાંથી, ઇશ્વરી અંશ અવતાર. જેજે. ૭
ત્રી ગુણ પતી છો નાથ, જેજે ત્રી ગુણ પતીછો નાથ;
પુરમ બ્રહ્મ સમીપે, નીરમળ માયા સાથ. જેજે. ૮
ક્ષરથી આપ પરોક્ષ, જેજે ક્ષરથી આપ પરોક્ષ;
અક્ષર આપ કેહેવાયા, તમ દ્વારાએ મોક્ષ. જેજે. ૯
બ્રહ્મથી છો પરબ્રહ્મ, જેજે બ્રહ્મથી છો પરબ્રહ્મ;
લક્ષણ પુરણ બ્રહ્મમાં, આપને અગમની ગમ, જેજે. ૧૦
વિશ્વના નિયંતાય, જેજે વિશ્વના નીયંતાય;
માયા વીશીષ્ટ બ્રહ્મ પોતે, તુરીયા સ્વરૂપ જગરાય. જેજે. ૧૧
વિદ્યા માયા મીશ્રીત, જેજે વિદ્યા માયા મીશ્રીત;
ઇશ્વરો મધ્યસ્થ માયા, વિશ્વ માયા વિપ્રીત. જેજે. ૧૨
નહી દીપક નહી ગ્રત, જેજે નહી દીપક નહી ગ્રત;
ધુપ આરતી મમ મનની, માન જો કીંકર વત. જેજે. ૧૩
આરતી ગાઉં કરી કયાસ, જેજે આરતી ગાઉં કરી કયાસ;
મોક્ષ મારગી સૌ વિનવે, વિનવે વલ્લભ વ્યાસ. જેજે. ૧૪

## આરતી સમાપ્ત.

---

### મોક્ષ મારગના. પગથીયાં. સાખીયો.

દેહ ધર્યો મનુશનો, રહ્યો મુળ બ્રહ્મ પરોક્ષ,
મુરખ નવલે મેળવી, એક જનમાં મોક્ષ. ૧
મોક્ષ મારગની શીડીયે, ચઢવા કર આરંભ;
પગથીએ પડયો રહે, તે સરખો કોણ દંભ. ૨
નીસરણીનાં જાણજે, પગથીયાં છે નવ;
જો એકમાં બેસી રહ્યો, તો તેં ખાવ્યો ભવ. ૩

એક જનમમાં જા ચડી, મુકી માયા પક્ષ;
ફરી મુનશા દેહ આવશે, ભોગવી દ્વાદસ લક્ષ. ૪
સપ્ત વખત મનુશનો, લક્ષ ચોરાશી માંય;
તવ મનુશના દેહમાં, ધીક્ક ન સમજ્યો કાંય. ૫
પહેલું પગથીયું જાણવું, વરત વચુલાં સ્નાન;
બીજું પગથીયુ માનજે, દેવાં દ્વાદસ દાન. ૬
ત્રીજુ પગથીયું જાણવું, દેવ દરસણ પર પ્રીત;
ચોથુ પગથીયું માનવું, નામ રટણ પર ચીત. ૭
પંચ પગથીયું સત્ય સંગનું; આવે જીવને ભાન;
છઠુ પગથીયું જાણજે, સ્રવણથી બ્રહ્મજ્ઞાન. ૮
સાતમું પગથીયું સુણજે, મુકતીનો એ ભાગ;
અરૂચી માયા તણી, એવો થવો વૈરાગ. ૯
બે ભુજે બે ઝાલવાં, વૈરાગ્યને વળી જ્ઞાન;
અષ્ટ પગથીયું જાણજે, પ્રેમ લક્ષણાથી ધ્યાન. ૧૦
તુરીયા વરથા જેહછે, સમજવા શુભ સાર;
નવમું પગથીયુ એજછે, વલ્લભ તદાકાર. ૧૧
જો સમજેને જે ચઢે, એક જનમમાં ઠેઠ,
પોહોચ્યો તે પત્તા નહી, ફરી ન આવે હેઠ. ૧૨
છે હોંશ ચઢવા માળમાં, કબુલ કરે સૌ સુખ;
પણ પગથીયેરે પડી, તવ કયાંથી તે સુખ. ૧૩
કર્યું તે કરવું મટયું, આગળ ચાલો વિર;
ફરી મનુસ દેહ દુરછે, ચેતી જા જન ધીર. ૧૪
ખચકા બે બેને ચઢે, તેમાં વંઠે વાત;
વ્યાસ વદે સત્ય સંગમાં, દીવસ ભાગો સાત. ૧૫
સાત દનની કલ્લાકછે, ચોરાશી ગણી જાણ;
ચોરાસીયે ચોરાશીઓ, ટળી જાય નીરવાણ. ૧૬
હમતા મંમતા મુકીને, કરી જા સત્ય સંગ શુભ;
જ્ઞાન મળ્યે દરસાયછે, જ્ઞાનમય આબેહુબ. ૧૭
સમજીને સ્રધ્ધા વડે, સમરે રાખી લક્ષ;
તુરીયા વરથા સાધવે, તુરીયાતીત પ્રત્યક્ષ. ૧૮
અનુભવ સીધ કર્યા વિના, ભડકી નાસે દુષ્ટ,
અભય પદ અનુભવ્યું, તેનો આત્મા પુષ્ટ. ૧૯
કાં જોયું કાં જાણીયું, બેમાંથી બને એક;

તો પણ ચોરાશી ટળે, તે વલ્લભ વિવેક. ૨૦
દાન જ્ઞાન ધ્યાનજ ધરે, આવાગમન તવનાશ;
મોક્ષ પ્રાપ્ત તે જીવને, કરે પ્રતીજ્ઞા વ્યાસ. ૨૧

## ટેકાળી સાખીયો.

વ્યાસ વાત કળયુગની, કળી શકે નહી કોય;
સમજે નહી સમરે નહી, તે જન પુંઠે રોય;
કહો સૌ પુરણ બ્રહ્મ કીજે. કહો. ટેક. ૧
હર્શ ધર્યો એશજ કર્યો, નહી લીધું હરનામ;
વ્યાસ વદે તેનું થયું, ખાધું પીધું હરામ. કહો. ૨
સત્ય સંગ વલ્લભ જેહને, તે જીત્યો સંસાર;
પાપ મુક્ત ચાલ્યો જશે, ભગવતને દરબાર, કહો. ૩
ઇશ્વરને નવ ઓળખ્યો, તેની અવરથા એશ;
ભોમી ભાર મિથ્યા કર્યો, મોઢે વળી ગૈ મેંશ. કહો. ૪
ઇશ્વર આધાર વિશ્વનો, સૌને વલ્લભ તેહ;
જન્મ પુરણ હરી ન જપ્યો, ધીક્ક પડયો એ દેહ. કહો. ૫
મનુશ દેહ વલ્લભ ઘણો, અવર દેહ પ્રતીપાળ;
પાળણ કરે ન તેહછે, ચંડાળનો ચંડાળ. કહો. ૬
જળ અગની વાયુ વડે, પુરણ વલ્લભ સુખ;
તે ઉપકાર ન જાણીયો, સદા સામળુ મુખ. કહો. ૭
જે રંડા કે રંડવે, જપ્યા નહી જીભ રામ;
વ્યવહાર વલ્લભ તેહછે, ઘરૂણીનો ગુલામ. કહો. ૮
હરી વિમુખ જન જેહ છે, નહી વલ્લભ સત્ય સંગ;
ધીક તે જીવનું જીવવું, ધીક ધર્યો રૂપ રંગ. કહો. ૯
અન સમો પુન્યજ નહી, પાત્ર સમો નહી દાન;
સાયુજય સમો મોક્ષજ નહી, ભગ્ત વલ્લભ હરીપાન. કહો. ૧૦
જ્ઞાની થયો દાંની થયો, પણ ધરીયું નહી ધ્યાન;
તે જીવને રીઝે નહી, વિશ્વ પતી ભગવાન. કહો. ૧૧
ગર્ભ સમો દુખજ નહી; મર્ણ સમો નહી રોગ;
વૈરાગ્યને વલ્લભ નહી, વિશય તણા વૈભોગ. કહો. ૧૨
જ્ઞાન ધ્યાનને દાનથી, જન્મ ન પામે ફેર;
વલ્લભ તેણે પેહડીયો, તારી ઇકોતેર. કહો. ૧૩
દુખ્યો કોને જાણવો, જે જીભે નહી રામ;

તેની જીહ્યાચે વદે, વલ્લભ દેવો ડામ. કહો. ૧૪
ધ્યાની થયો દાની થયો, પણ નહી જ્ઞાનીજન;
ત્યા સુધી મુક્તી નહી, વલ્લભ વેદ વચન. કહો. ૧૫
તાળી દે તન તોડીને, ભગવત ભજતાં જેહ;
તે હરીને વલ્લભ ઘણો, જાણે આપનો દેહ. કહો. ૧૬
અંતરમાં ઉલટ નહી, ઉપર દીસે ભગ્ત;
તે પ્રભુને વલ્લભ નહી, સદા રહે વિરક્ત. કહો. ૧૭
જ્ઞાની થયો ધ્યાની થયો, પણ દાતા નહી હોય;
પરોપકાર વિના નથી, હરીને વલ્લભ કોય. કહો. ૧૮
કાં ચોરો કાં ચોટલો. શોભાગ્યવંતો વેશ;
હરી વિમુખ વલ્લભ વદે, બાળો તેના કેશ. કહો. ૧૯
અંગ રંગને ઢંગમાં, જપ્યા નહી જગરાય;
વ્યાસ વદે તે સર્વમાં, ભલેને લાગો લાહાય. કહો. ૨૦
એક ઇશ્વરછે વિશ્વમાં, આપ્યો આ અવતાર;
તેને જીવ જપ્યો નહી, તે જીવને ધીક્કાર. કહો. ૨૧
બે અક્ષર મુળ રામના, છે તે સહુનો સાર
લક્ષ તેમાં લાગ્યો નહી, તેનો ભોમી ભાર. કહો; ૨૨
ત્રી ગુણી માયા મહી, તત્વ તારણ મુળરામ;
એજ ધ્યાન નહી જેહને, તેનું મોઢું શામ. કહો. ૨૩
ચાર વેદનો ચાબકો, જ્ઞાન ધ્યાનને દાન;
આ શીખ અંતર ના ધરી, તે નર ખર સમાન. કહો. ૨૪
તન ધનને પરી વારતે, અખંડ નથી કો કાળ;
કોનું જાય જળ ધારથી, કોનુ અગની જવાળ. કહો. ૨૫
કો જનનું મંદવાડથી, કોનું હાકેમ ડંડ;
કોનુ તસ્કર તસ્કરે, કાં કોનું પાખંડ. કહો. ૨૬
કાં કોનું ગુણકા હરે; કોનું હરે વ્યસન;
કાં ખોટ ખાય વેહેપારમાં, કાં ધુતો હરે ધન. કહો. ૨૭
સદા સરવદા આ નહી, કો જનની જગમાંય;
બની બનાવી સો રહે. જેને પ્રસન જગરાય. કહો. ૨૮
સંતોશને શાન્તી ગ્રહી, તજવી ત્રષ્ણા આશ;
માયા કરવી મોક્ષની, કદી ન પડે નીરાશ. કહો. ૨૯
વલ્લભ શીખ વલ્લભ તણી સમજે વિરલા કોય;
અખન્ડાનંદ પદ ભોગવો, મોક્ષની પ્રાપ્તી હોય. કહો. ૩૦

સમાપ્ત.

# સુજ્ઞજનોને સુચના.

ભાઈઓ વ્યાસજી વલ્લભરામ મહારાજનાં મોક્ષ માર્ગનાં પુસ્તકો ઘણુંજ અનુભવ કરવા યોગ્ય છે. તેમ તેજ મોક્ષનો હેતુ છે. વેદશાસ્ત્ર પુરાણ ગીતાજીની શુદ્ધ ભાવના સમજીને અને ધર્માચાર્યોના સીદ્ધાન્તિની ખામીયો ખેંચી પોતાના પુસ્તકોમાં દર્શાવી, સત્યાર્થ જ્ઞાન કથન કર્યું છે. તેવાં જ્ઞાનમય પુસ્તકો મંગાવી વાંચી વીચારી જોવાથી પુર્ણ સંતોષ થશે, થશે ને થશે.

પુસ્તકોની કીમત વધારવાનું કારણ કાગળ તથા છપામણીના મોંઘવારીના લીધેજ. પોષ્ટ ખર્ચ દરેકનું જુદુ.

## પુસ્તકોનું લીસ્ટ.

| | | |
|---|---|---|
| ૧ | ભાવાર્થપ્રકાશ | કીં. રૂ. ૧ા |
| ૨ | મોક્ષમારગી ભગ્વદગીતા | રૂ. ૦॥≡ |
| ૩ | વીજ્ઞાન વલ્લભ | રૂ. ૦॥ |
| ૪ | વલ્લભપદ માળા | રૂ. ૦॥- |
| ૫ | વચનવલ્લભ વધારા સુધારા સાથે | રૂ. ૦॥- |
| ૬ | શંકા સમાધાન | રૂ. ૦ા- |
| ૭ | ન્યાયવલ્લભ | રૂ. ૦ા- |
| ૮ | બ્રાહ્મણશુદ્રનો સંવાદ | રૂ. ૦)= |
| ૯ | ત્યાગતારણ | રૂ. ૦)- |
| ૧૦ | વય વીચાર | રૂ. ૦)- |
| ૧૧ | ધર્મચાનક | રૂ. ૦)- |
| ૧૨ | જ્ઞાનગોષ્ટી | રૂ. ૦)- |
| ૧૩ | બ્રહ્મવાદખંડણ | રૂ. ૦)= |
| ૧૪ | પ્રણવ પદ નાનો | રૂ. ૦)- |
| ૧૫ | પ્રણવ પદ મ્હોટો | રૂ. ૦)-॥ |
| ૧૬ | ત્યાગના પત્રો વાંચો રે વાંચો | રૂ. ૦)॥ |
| ૧૭ | શીવલીંડ. શંકા | રૂ. ૦)= |
| ૧૮ | શીવલીંડ. સમાધાન | રૂ. ૦)= |
| ૧૯ | વાણી વલ્લભ | રૂ. ૦॥ |
| ૨૦ | વલ્લભ નીતી બીજી | રૂ. ૦॥ |
| ૨૧ | અનુભવાનંદ પદમાળા મોટી વ્યાસજી મગનલાલ ઉર્ફે આનંદરામ કૃત | રૂ. ૦॥ |

લી૦ મોક્ષમારગી

**વ્યાસજી મગનલાલ ઉર્ફે આનંદરામ દયારામ.**

ઠે. રાયપુર કાપડીવાડ મુ. અમદાવાદ.

અખંડાનંદકી જે.

